# શ્રી અભિનવ સ્તવન ગહુંલી સંગ્રહ.



રચયિતા

'આત્મારામીય' પૂજ્ય ઉપાધ્યાય

શ્રી વિવેકવિજયજી મહારાજ

વિવેક-વિનય ગ્રન્થમાળા પુષ્પ ૨ જું-

શ્રી વીતરાગાય નમઃ

શ્રી વિજયાનંદ ગુરૂભ્યો નમઃ

# શ્રી અભિનવ સ્તવન ગહુંલી સંગ્રહ.

રચયિતા

'આત્મારામીય' પૂજ્ય ઉપાધ્યાય

**શ્રી વિવેકવિજયજી મહારાજ**

આ પુસ્તક મુનિવર્ય **શ્રી વિનયવિજયજી**ના સદુપદેશથી

છપાવી પ્રસિદ્ધ કરનાર

**આમોદ નિવાસી શાહ ભોગીલાલ છગનલાલ**

તથા **શાહ મોહનલાલ નગીનલાલ દીવાનજી**

તથા **શાહ ઠાકોરદાસ વીરચંદ છોટાલાલ**

તથા **શાહ તારાચંદ છગનલાલ.**

પ્રત ૧૦૦૦ કિંમત અમૂલ્ય. આવૃત્તિ પહેલી.

**વીર સં. ૨૪૬૫. વિક્રમ સં. ૧૯૯૫. આત્મ સં. ૪૩.**

# श्री सद्गुरु स्तुतिः

॥ १ ॥

"आत्मारामविनोदि मानसशुकं मेधावदग्रेसरम्
मोहग्रस्तकुतीर्थ दुर्णयतमो विध्वंसने भास्करम्
न्यायाम्भोनिधिमुत्तरंगव्रतवतांसद्बोधि रत्नाकरम्
सद्भक्त्याऽविरतंनमामि विजयानन्दाख्य
सूरीश्वरम् ॥ १ ॥

॥ २ ॥

गाम्भीर्यार्जवधैर्यधारि हृदयं भव्याम्बुजाहस्करम्
सार्वाज्ञानिरतं विविक्तचरितंस्याद्वाद शिक्षाकरम्
सद्व्याख्यानचणं लसद्गुणगणंज्ञोवानु
कम्पाकरम्
भक्त्या नौमिगुरुं विवेकविजयोपाध्याय
मुद्यद् गुणम् ॥ २ ॥

॥ ३ ॥

तदीयान्तेवासीगुरुवचनपीयूषसुहितो
जिनाज्ञारक्षायामवहितमना आहितदयः
तपोविद्याभ्यासाधिगतविशदज्ञाननिचयो
नितान्तं दान्तात्मा विनयविजयः शान्त
हृदयः ॥ ३ ॥

'આત્મારામીય' પ્રાતઃસ્મરણીય શાન્તમૂર્તિઃ

બાલબ્રહ્મચારી સમર્થ વિદ્વાન્ ઉપાધ્યાયશ્રી

**વિવેકવિજયજી મહારાજ**



જન્મ ૧૯૬૩ દીક્ષા ૧૯૮૨

ઉપાધ્યાય પદ ૧૯૯૫

'આત્મારામીય' પ્રાતઃસ્મરણીય શાન્તમૂર્તિઃ
બાલબ્રહ્મચારી સમર્થ વિદ્વાન્ ઉપાધ્યાયશ્રી

**વિવેકવિજયજી મહારાજના શિષ્ય**



દીક્ષા ૧૯૮૮ સેરીસા

જન્મ ૧૯૬૧ પહવાણું ગોઢેર

**મુનિશ્રી વિનયવિજયજી મહારાજ**

# પ્રસ્તાવના.

પ્રિય સજ્જનો ? આ પુસ્તકની અંદર જે સ્તવનો અને ગહુંલીઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે તે અત્યંત રસિક અને ઉપયોગી હોઇ આકર્ષક છે તેમજ તેના રાગો પણ પ્રાયઃ કરીને સર્વેને બેસે તેવા કેટલાક પ્રાચીન અને કેટલાક આધુનિક રેકાર્ડોમાં ગવાતા પ્રચલીત છે. અતએવ દરેકને પ્રિય લાગે તેમ છે યદ્યપિ અત્યાર અગાઉ સારા સુપ્રસિદ્ધ સાક્ષર કવિયોની રચેલી નૂતન રાગોમાં ગવાતા સ્તવનોની ચોપડીઓ બહુજ વિપુલ પ્રમાણમાં છપાઇ ગઇ છે. તથાપિ અમુક અમુક ગૃહસ્થો તરફથી આત્યંતિક પ્રેરણા થવાથી "શુભે યથાશક્તિ યતનીયં" એ ન્યાયે મેં મારી અત્યલ્પ મત્યનુસારે સ્તવનો તથા ગહુંલીઓ તૈયાર કરી ત્યારબાદ તેને છપાવવા માટે મને અત્રેના સ્થાનિક કેટલાક ગૃહસ્થો તરફથી પરિપૂર્ણ પ્રેરણા થવાથી છપાવી પ્રસિદ્ધ કરવામાં આવે છે અને તે છપાવવાના કાર્યમાં મદદ કરનાર ગૃહસ્થોનો મુબારક નામો નીચે પ્રમાણે છે. રૂ. ૨૫) શેઠ ભોગીલાલ છગનલાલ તરફથી તેઓએ કાઢેલી સાધારણ ખાતાની રકમમાંથી રૂ. ૨૫) શાહ મોહનલાલ નગીનલાલ

દિવાનજી તરફથી રૂ. ૨૫) શાહ વીરચંદ છોટાલાલ તરફથી તેઓએ પોતાના સ્વર્ગસ્થ પુત્ર ઠાકોરદાસના પુન્યાર્થે કાઢેલી રકમમાંથી રૂ. ૨૫) શાહ તારાચંદ છગનલાલ તરફથી ઉપર્યુક્ત ઉદાર ગૃહસ્થોએ આ પુસ્તક છપાવવામાં મદદ કરેલી હોવાથી તેઓ ખરેખર ધન્યવાદને પાત્ર છે. આ પુસ્તકની અંદર ૨૪ તીર્થંકરોના સ્તવનો તથા ગહુંલીઓ તથા ગરબાઓ તથા શ્રી મહાવીરસ્વામીનું પારણું મળી કુલ ૭૬ નો સમાવેશ કરવામાં આવ્યો છે. સંગીત પ્રિય મહાશયોને પ્રાન્તે જણાવવાનું કે આ લઘુ પુસ્તકની અંદર મારા મતિમાંદ્યાત્ વા પ્રેસદોષાત્ જે કાંઈ ભૂલ રહી જવા પામી હોય તેને સુધારી લેશો. અને મને સૂચન કરશો કે જેથી આગામી બીજી આવૃત્તિમાં તેનો યોગ્ય સુધારો કરવામાં આવશે.

અલમતિવિસ્તરેણ સુજ્ઞેષુ કિંબહુના. ઇત્યોમ્.

| **આમોદ**<br>તા. ૧૯--૧૦--૩૯<br>આશ્વિન શુકલા સપ્તમી.<br>ગુરૂવાસરે. | લી.<br>ઉપાધ્યાય<br>**શ્રી વિવેકવિજયજી**<br>ઠે. વાંટાની જૈન ધર્મશાળા. |
|---|---|

# અનુક્રમણિકા.

**વિષય. ગહુંલી વિભાગ બીજો. પૃષ્ઠ.**

# સ્તવન વિભાગ.



## આદિનાથનું સ્તવન.

( દુનિયાને ઉંધા ચશ્મા એ રાગ. )

આદિ જીણુંદ નિરખી, દિલ જાન પ્રેમ જાગે,
પ્રભુ તું થયો નિરાગી, અમે રહ્યાં સરાગી,
મૂર્તિ અજબ તાહરી, દિલ જાન પ્રેમ જાગે. ૧
છે વિધાતા વિષ્ણુ, બ્રહ્મા મહેશ જિણું.
દીસે ન કોઈ એવો, દિલ જાન પ્રેમ જાગે. ૨
શસ્ત્રોને કેઇ ધારી, છે કેઇ પાસ નારી,
તો કેઈ હંડકારી, દિલ જાન પ્રેમ જાગે. ૩
વિષયિ બની વિકારી, કરે અન્યની ખુવારી,
દેવત્વને ન છાજે, દિલ જાન પ્રેમ જાગે. ૪
સહુ દેવના છો દેવ, કરૂ દિલથી હું સેવ,
જગમાં તું એક સાચો, દિલ જાન પ્રેમ જાગે. ૫

શ્રી ઝગડીયા સ્વામિ, કરૂ અર્જ શિરનામી,
સેવક છું હું તારો, દિલ જાન પ્રેમ જાગે. ૬
ઓગણી પંચાણું સાલે, દર્શન કર્યા આ બાલે,
ફાગણ વદી છે સાતમ, દિલ જાન પ્રેમ જાગે. ૭
કહે વિવેક ભાવે, જે જીન ગુણ ગાવે,
સંસારમાં તે નાવે, મહોદય પદ પાવે. ૮

---

## ધુલેવા મંડન શ્રી કેશરિયાજી સ્તવન.

—કાલિ કમલીવાલે—

ધુલેવાજી મંડન જીનને કોટિવંદન,
દૂર દેશથી યાત્રિક આવે,
તુમ દર્શનથી સુખ અતિ પાવે,
વાંચ્છિતને દેનાર, જીનને કોટિવંદન. ૧
મૂર્તિ શ્યામ દિસે પ્રભુ તારી,
આકર્ષે જન વૃંદો ભારી,
આવે લોક અપાર, જીનને કોટિવંદન. ૨

કેશરિયા અભિધાન તમારૂ,
જીવન સુગંધી થાય અમારૂ,
કરીયે સેવા સાર, જીનને કોટિવંદન. ૩

નાભિનંદન પાપ નિકંદન,
શિતળતા આપે જ્યું ચંદન,
દુઃખો સહુ હરનાર, જીનને કોટિવંદન. ૪

આણુા તારી દિલમાં ધારી,
ભવકોટિના દુઃખ નિવારી,
થાઉ ભવ જલ પાર–જીનને કોટિવંદન. ૫

શરણુ તમારૂ એકજ સાચુ,
ભવો ભવમાં તે હું યાચું,
અવર સહુ અસાર, જીનને કોટિવંદન. ૬

સંવત્ ૧૯૯૩ વર્ષે,
આવ્યો દર્શન કરવા હર્ષે,
સફલ થયો અવતાર, જીનને કોટિવંદન. ૭

તુજ દર્શનથી પાપો નાસે,
શિવ લક્ષ્મિ આવે નિજ પાસે,
વિવેક કહે આવાર, જીનને કોટિવંદન. ૮

---

## શ્રી રૂષભજિન સ્તવન.

(નાગર વેલીઓ રોપાવ.)

આદિનાથને વસાવ, તારા મન મંદિરમાં.
શ્રી વિમલાચલના વાસી,
થઇ બેઠા છે મેવાસી,
જિનની ભક્તિ જગાવ, તારા હૃદય કમલોમાં. ૧
દેવાધિ દેવ એ સાચો, લગાવ્યો મોહને તમાચો,
હેતે હર્ષ ભરાવ, તારા શુદ્ધ નયનોમાં. ૨
માતા મારૂદેવિ–નંદા, નાભિરાયા કુલ ચંદા,
શુદ્ધ ભક્તિ લગાવ, તારા વિશુદ્ધ ચિત્તોમાં. ૩
તું પુજ યુગાદિ ભાવે, જયું ફેરો ભવનો નાવે,
પૂજન પ્રેમે રચાવ, તારા પુન્ય પંથોમાં. ૪

આતમ અક્ષય સુખને આપે,
કષ્ટો સઘળાંને તે કાપે,
'વિવેક' શિશને નમાવ, પ્રભુ પાદ્ પદમોમાં. ૫

---

## શ્રી આદિજિન સ્તવન.

રાગ ગઝલ.

આદિ જીન દેવકા દર્શન,
જગતમેં સુખકારી હે.
અવર સબ અન્ય દેવોકા,
જીવોકુ દુઃખકારી હે. આદિ. ૧
આદિ જન્મ લીયા જીસને,
બિડોજા આકે નમતે હે,
સ્નાત્ર મેરૂ નગે કરકે,
જીનોકા ગુણ સ્તવતે હે. આદિ. ૨
સહસ્ર ચારકી સાકં,
ધૂરિ જીન ચરણ લેતે હે,

છુરી કમલા અતિ ચપલા,
  જગતમેં દાન દેતે હે. આદિ. ૩
સહી કષ્ટો અતિ ઊગ્રા,
  કરમ ઘાતિ ક્ષપાતે હે,
અઘાતિ ચાર અવશેષે,
  જીણુંહવર જ્ઞાન પાતે હે. આદિ. ૪
બૈઠે સમવસરન મેં જીન,
  યુગાદિ વૃષ સુણાતે હે,
કીયા મિથ્યાત્વ ઉન્મૂલન્,
  સ્વરૂપ બોધિ બતાતે હે. આદિ. ૫
તીર્થ સ્થાપન કીયા જીસને,
  ભવિ મન હર્ષ આતે હે,
ઉસિસેં કર્મકો તોડી,
  ત્વરિત મોક્ષે સિધાતે હે. આદિ. ૬
ભૂઘન ધનુ પંચશત આયુ,
  ચોરાસી પૂર્વ લક્ષ હે,

વિભુ આજ્ઞા ધરે દિલમેં,
સોહી પૂરણ દક્ષ હૈ. આદિ. ૭
બને આતમ અતિ ઉજવલ,
અહનિશ ધ્યાન ધરતે હૈ,
કહે વિવેક તસ શિવ,
વધુ વરમાળ વરતે હૈ. આદિ. ૮

---

## સિદ્ધગિરિ મંડન આદિજિન સ્તવન.

(સિદ્ધાચલથી મન મોહ્યું રે—મને ગમે ન બીજે ક્યાંય.
એ—રાગ.)

સિદ્ધાચલસ્વામિ ભેટયા, આજે પ્રમોદ ઉર
ઉભરાય.
છો નાભિનરેશ્વર નંદા, તોડો અમ કર્મના ફંદા,
શ્રી આદિજિનેશ્વર ચંદારે,
દુઃખ દૂર કરો મહારાય. સિદ્ધાચલ. ૧
તુજ મૂર્તિ છે મનોહારી, સહુ પાપોની હરનારી,

લાગે ભવિયોને પ્યારીરે,

જીન દર્શનથી સુખ થાય. સિદ્ધાચલ. ૨

ત્રિશ્રાને જીનજી આવે, માતા ઉદરે સોહાવે,

જન્મે જીવો સુખ પાવેરે,

સર્વત્ર જય જય થાય. સિદ્ધાચલ. ૩

જન્મ સહ અતિશય ચાર, ઘાતિ ક્ષયે અગ્યાર,

ઓગણીશ દેવો કૃત ધારરે,

સંખ્યા ચોત્રિશ કહાય. સિદ્ધાચલ. ૪

વાણીના ગુણ પાંત્રીશ, ધારે જીનવર જગદિશ,

મઘવા નમાવે શિશરે,

અપ્રતિમ તેજ ધરાય. સિદ્ધાચલ. ૫

પ્રાતિહાર્ય અષ્ટને ધારે, વર અશોક આદિભારે,

ઉપદેશે જીવો તારે રે,

એ અનોપમેય સુહાય. સિદ્ધાચલ. ૬

પ્રભુ આત્મિક સુખને આપો,

કષ્ટો સહુ મમ કાપો,

વિવેકને ચરણે સ્થાપોરે,
ભવ ફેરો ફરી ન થાય. સિદ્ધાચલ. ૭

---

## શ્રી અજિતજિન સ્તવન.

— જેવી કરે છે કરણી. એ–રાગ —

અરજી અજિત સ્વામિ,
અજિત મુઝે બનાવો,
દયાલુ દિલમેં લાકે
સેવક કું બચાવો. અરજી. ૧

મૈં કર્મ જંજીરે જકડા,
કાલ અનંત રખડા,
ઉપાયકો બતાવો. અરજી ૨

ક્રોધ માનસેં ફસા હું,
લોભ માયામેં વસા હું,
મંત્ર અભય સુનાવો. અરજી. ૩

સેવા હૈ તેરી સારી,
કરદે ભવોથી પારી,
દિલમેં દયા લગાવો. અરજી ૪

દીન અનાથ નાથ તું,
મુજ ગ્રહણ હાથ તું,
નેહ સુધા પિલાવો. અરજી ૫

હૈ અવગુનો મેં ભારી,
મૈં બન રહા લાચારી,
અવગુન કો હટાવો. અરજી. ૬

કરી કૃપા નજરિયાં,
વિનતિ કીયા ફજરિયાં,
વિવેક દુઃખ મિટાવો. અરજી. ૭

---

## શ્રી તારંગા મંડન અજિતજિન સ્તવન.

...ઝટ જાવો ચંદન હાર લાવો. એ. રાગ.

ઝટ ચાલો તારંગાજી આવો,
જીણંદવર પૂજોને.

પછી પ્રભુ સન્મુખ રહી ભાવે,
જીણંદ ગુણ ગાવોને. અંચલી.

સાખી

જીનવર ગુણ ગાવો ભવિ, આપે સુખ અપાર,
દુખ દોહગ દૂરે ટળે,
જેહથી પામો તમે ભવ પાર,
જીણંદ ગુણ ગાવોને. ઝટ. ૧

સાખી

જિત શત્રુ રાજા તણો,
નંદન ગુણ મણિ ખાણ.
વિજયા ઉરસર હંસલો,
એ તો જાણે નવિનો ભાણ.
જીણંદ ગુણ ગાવોને. ઝટ. ૨

સાખી.

તારે પ્રભુ સેવક ઘણા,
મારે તું મન એક,

મન વચ કાયાએ ભજું,
પ્રભુ રાખો અમારી ટેક.
જીણુંદ ગુણ ગાવોને. ઝટ. ૩

સાખી.

તારંગા ગિરિ શિખરે,
બિરાજે અજિત જીણુંદ,
દર્શન કરી દિલ મુજ ઠર્યું,
પ્રભુ ટાળો સેવક ભવ ફંદ.
જીણુંદ ગુણ ગાવોને. ઝટ. ૪

સાખી.

આતમ લક્ષ્મિ કુમુદને,
હીર સુંદર પંન્યાસ,
સદ્ ગુણના ભંડાર સમ,
સૂરિ સૌભાગ્ય તુમ દાસ.
'વિવેક' દિલ લાવોને. ઝટ. ૫

---

# શ્રી સંભવજિન સ્તવન.

સખી કાંટો લાગ્યો રે મારા કાળજે. એ–દેશી

શ્રી સંભવનાથ વિનતિ હું કરૂં.
યોનિ ચોરાસીમાં રખડતો,
જીવડલો મુંઝાય રે. શ્રી સંભવ. ૧

પ્રભુ દુખો નિગોદના ઘણા સહયાં,
તોયે અંત ન આવ્યો મારો,
દિલ ઘણું દુભાય રે. શ્રી સંભવ. ૨

વિભુ કાલ અનંત નરકે રહયો,
નિર્જરા કરી સ્થાવર ત્રસ,
પશુ પણું પમાય રે. શ્રી સંભવ. ૩

નર ભવને પામ્યો હું યથાક્રમે,
દર્શન તુજ કરી આજે,
જનમ સફલ થાય રે. શ્રી સંભવ ૪

હવે કરૂણા નિધી મુજ કર ગ્રહો,

શરણુ નથી કોઇનું મારે,
કેમ કરી તરાય રે. શ્રી સંભવ. ૫

નાથ તુમ સમ દાયક કો નહિ,
આતમ અક્ષય સુખનો દાતા,
ત્રણુ ભુવનની માંય રે. શ્રી સંભવ. ૬

તુજ આણુા સદા દિલમાં ધરૂં,
વિવેક તારજો સેવક જાણી,
દિલમાં દયા લાય રે. શ્રી સંભવ. ૭

---

## શ્રી અભિનંદનજિન સ્તવન

જનારા જાય છે તું કાં......એ રાગ

શરણુ કોઇ નહિ જગમાં,
પ્રભુ અરીહંતના સરખુ;
છોડયા છે રાગ મોહ દ્વેષો,
એવા ચોથા પ્રભુ નિરખું. શરણુ ૧

અનાદિ કાળથી રખડું,
  પ્રભુ અજ્ઞાનતાથી હું;
શરણુ પામી પ્રભુ તારૂ,
  જિગરમાં ખુબ હું હરખું. શરણુ ૨
કર્યાં પાપો અમાપો મેં,
  હ્રદયના ક્રુર ભાવોથી;
નિકંદન તેહનું કરવા,
  વિભુ હું તુજને પરખું. શરણુ ૩
નિજાતમ લક્ષ્મિ મેળવવા,
  કપિ લંછન ભજુ ભાવે;
અવર કોઈ ઇષ્ટ નહિ મારે,
  અભિનંદનના સરખું. શરણુ ૪
સૂરિસૌભાગ્યને સ્થાપો,
  હૃદયમાં આપના વ્હાલા;
વિવેક વિજય કહે પ્રેમે,
  તૂર્ય શ્રી જિનને નિરખુ. શરણુ ૫

---

## શ્રી માતર મંડન સુમતિજિન સ્તવન.

અહા કેવું ભાગ્ય જાગ્યું, વીરના ચરણો મળ્યા એ–રાગ

પૂર્વ કેરા પુન્ય જાગ્યા,
સુમતિનાથ પ્રભુ મળ્યા.
હું માનું આજે દુખ સઘળાં,
જેહથી દૂરે ટળ્યા. પૂર્વ ૧

મીથ્યાત્વ ગાઢ તિમિરથી
અદ્યાવધિ પ્રભુ હું રૂલ્યો,
આજ મારા અજબ પુન્યે,
સુમતિ જિન દિનકર મલ્યો. પૂર્વ ૨

દેશ ચરોતરના કીનારે,
નગર માતરમાં રહયો.
દેવ સાચા બિરૂદ ધારી,
ચિંતામણી સમ મેં લહયો. પૂર્વ ૩

મૂર્તિ દીસે જિનવર તણી,
જાણે સુધારસથી ભરી.

દર્શન કરીને આજ મારી,
નયન નેહાથી ઠરી. પૂર્વ ૪

સફલ થયો નર જન્મ આજે,
દિવસ પણ સફલ થયો.
દીન દુખી દુર્ભાગીના સહુ,
પાપ પુંજ દૂરે ગયો. પૂર્વ ૫

માતર મંડન સુમતિ જિન,
સુમતિ મુજને આપજો.
અપરાધની માફી સમર્પિ,
નિજ સમિપે સ્થાપજો. પૂર્વ ૬

આત્મ સુખની લહેરીઓ,
જિનરાજ દર્શનથી મળે.
વિવેક કહે જિન નામ જપતા,
દુખો અનાદિના ટળે. પૂર્વ ૭

## શ્રી પદ્મપ્રભજિન સ્તવન.

હૃદયના શુદ્ધ પ્રેમીને, નિગમના જ્ઞાન ઓછા છે.

પ્રભુ શ્રી પદ્મને પૂજો,
અવર જંજાળ સહુ છોડી,
ધરો શ્રી ધ્યાન જિનવરનું,
હૃદય પ્રભુ ભક્તિમાં જોડી. ૧

શેર

જગતમાં દેવ નહિ એવો,
પ્રભુ શ્રી પદ્મના જેવો.
ભવિ સહુ ભાવથી સેવો,
આપે ચે મુક્તિનો મેવો. પ્રભુ ૨

શેર

પ્રભુ આણા સદા પ્યારી,
હૃદયમાં રાખજો ધારી.
આરાધો એજ સુખકારી,
બતાવે મોક્ષની બારી. પ્રભુ ૩

શેર

પિતા માતા અને ભ્રાતા,
ભગિની નારી બહુ ચાહતા.
સકળ અન્તે દૂરે થાતા,
પ્રભુ એકજ હી ત્રાતા. પ્રભુ ૪

શેર

પૂજા જિનરાજની એક સાર,
કરે સંસારથી ભવ પાર.
સુખ સાહિ અનંત અપાર,
વિવેક આપે વિભુ દિલ ધાર. પ્રભુ ૫

---

## શ્રી સુપાર્શ્વજિન સ્તવન.

ધન્ય ધન્ય વો જગમેં નરનાર......એ રાગ

ભજતું સુપાર્શ્વ જિનવર દેવ,
જનમ મરણા મિટાને વાલે. આંકણી
હે સુપાર્શ્વ જિન સુખકંદ,

હેવે શર્મ અતુલ અમંદ
પૂજો ભાવે ભવિ જિનચંદ
ભવકો પાર દિખાને વાલે. ભજતું. ૧

જિન કર્મ ઘાતિ હટાયા
વિમલજ્ઞાન કૈવલ્ય પાયા.
સમવસરન સુર રચાયા
જગ ધર્મ સુનાને વાલે. ભજતું ૨

વિભુ ચૌત્રિશ અતિશય ધારી
વાની સુધારસ સુસારી
કરે પાન અતિ નરનારી
કર્મ કુફંદ કટાને વાલે. ભજતું ૩

જિનોને ધર્મ શુદ્ધ દિખાયા
મોહ વિષ અનાદિ વમાયા
જ્ઞાનામૃત રસ પિલાયા
જિવોકું શાન્તિ પમાને વાલે. ભજતું. ૪

આતમ લક્ષ્મિકુ જિન હૈ
  આંતરચક્ષુ હોતો લે.
વિવેક વિજય સ્તવિયા મેં
  મોક્ષ મંદિર પહુંચાને વાલે. ભજતું. ૫

---

## શ્રી ચંદ્રપ્રભજિન સ્તવન.

દુનિયાને ઉંધા ચશ્મા—એ રાગ

ચંદા પ્રભુજી નિરખી, નયનોમાં નેહ જાગે.
અંચલી.

પ્રભુ નામ તારૂ સારૂ, લાગે સહુને પ્યારૂ.
મૂર્તિ મનોજ્ઞ તાહરી, દિલડુ વિલોકી જાગે. ૧

મહાસેન નૃપ નંદા, સુખ લક્ષ્મણા અમંદા;
દિસે ન દેવ એવો, કર્મો કઠીન ભાગે. ૨
સૌમ્ય જયું નિશાકર, પ્રકાશમાં દિવાકર.
ગુણો અનંત ધરતા, અવગુણ સહુ ત્યાગે. ૩

કર્મ ઘાતિને હઠાવી, જ્યોત જ્ઞાનની જગાવી.
શુદ્ધ ધર્મને સુણાવે, હૃદય અધિક રાગે. ૪
પ્રભુ અષ્ટ કર્મ કાપો, અષ્ટમ ગતિને આપો.
વિનતિ વિવેક ધારો, અક્ષય સુખ માગે. ૫

---

## શ્રી સુવિધિજિન સ્તવન.

શું કહું કથની મારી. રા...જ...એ–રાગ.

સુવિધિનાથ પ્રભુ મળીઆ આ....જ.
સુવિધિનાથ પ્રભુ મળીયા.
પાપો સવિ મમ ટળીયા આ....જ.
કોટિ ભવોના સંચીત પાપો,
જિન દરીશનથી જાવે,
એહવા પ્રભુને પૂજો ભાવે,
જિન આગમ સમજાવે. હો રાજ સુવિધિ ૧
કાલ અનાદિથી પ્રભુ ભમીયો,
કોઈ નહિ આધાર,

દયા કરીને સ્વામી આજે,
ઉતારો ભવ પાર હો. રા....જ સુવિધિ ૨

યાચના છે પ્રભુ એકજ મારી,
નિજ સેવકને આપો,
દર્શન જ્ઞાન ચારિત્ર–ત્રયિને–
કષ્ટો સઘળાં કાપો. હો રા....જ સુવિધિ ૩

તારક બિરૂદ ધારક જિનવર,
સમ જગમાં નહિ કોઇ,
દેખ્યા દ્વેષી વિષય વિલાસી,
અવર સુરસહુ હોઇ. હો રાજ સુવિધિ ૪

આશા કરીને આવ્યો હું આજે,
પુષ્પદંત મહારાજ,
આતમ લક્ષ્મિ આપો મુજને,
કહે વિવેક શીરતાજ હો. રા...જ સુવિધિ ૫



# શ્રી શિતલજિન સ્તવન.

( કેસરીયા થાસું પ્રીત કરી રે સાચા ભાવશું એ રાગ. )

શિતલ જિન સ્વામિ અર્જ કરૂરે સાચા ભાવશું.
એ અંચલી.

અનંત કાલસેં પ્રભુ ભમ્યો હું,
દુખો સહ્યા બહુ ભારી,
કરૂણા કરકે દિલમેં સ્વામિ,
ઉતારોને ભવ પારી રે. શિતલજિન. ૧

પુન્ય ઉદયસેં નરભવ પામ્યો,
લહી ન સેવા તારી,
રાગ દ્વેષના ઉદય થકી મેં,
કર્યા કર્મ બહુ ભારી રે. શિતલજિન. ૨

દાન ન દીધુ શિયળ ન પાળ્યું,
તપસ્યા પણ નવ કીધી,
દિલમેં સુંદર ભાવ ન આવ્યો,
એકે વાત ન સિધ્ધિ રે. શિતલજિન. ૩

સબ દેવોમાં દેવ ન એકે,
તુજ સરીખો મેં દીઠો,
એહવા શ્રી શિતલજિન પુજુ,
લાગ્યો મનમાં મીઠોરે. શિતલજિન. ૪
આતમ લક્ષ્મિ કુમુદકુ આપો,
હીર વિજય મનોહાર,
સુંદર શ્રી પંન્યાસ શિષ્ય,
સૌભાગ્યસૂરિ ભવપારરે. શિતલજિન. ૫
દશમા શ્રી શિતલજિન સ્વામિ,
વિનતિ ઉરમાં ધારો,
કરૂણા સિંધુ કરૂણા કરકે,
વિવેક વિજયને તારો રે. શિતલજિન. ૬

---

## શ્રી શ્રેયાંસજિન સ્તવન.

(ભેખરે ઉતારો રાજા ભરથરી—એ રાગ.)

શ્રીરે શ્રેયાંસ જિન સાહેબા,

વિનતી દિલમાં અવધારોજી,
મુજ સેવકને નાથજી,
ઊતારો ભવ પારજી. શ્રીરે શ્રેયાંસ. ૧
દેવ સકલમેં કોઈ નહિ,
તુંજ સરખો ગુણ ધામજી,
શરણ ગ્રહ્યું મેં તાહરૂ,
પૂરો મનના કામજી. શ્રીરે શ્રેયાંસ. ૨
કર્મ ઘાતિ ચાર ખપાવીને-
પામ્યા કેવલ નાણજી,
ઉપદેશે કેઇ તારીયા,
જિન અપૂરવ ભાણજી. શ્રીરે શ્રેયાંસ. ૩
શક્તિ અપૂરવ તાહરી,
મહીમાનો નહિ પારજી,
ક્રોડો દેવો સેવા કરે,
હૃદયે હર્ષ અપારજી. શ્રીરે શ્રેયાંસ. ૪
તુજ સરીખો મુજ નાથ છે,

અવરનું નહિ કામજી,
કર ગ્રહો મુજ સાહેબા,
પહોંચાડો શિવ ધામજી. શ્રીરે શ્રેયાંસ. ૫
આતમ લક્ષ્મિને પામવા,
કુમુદ વિકસિત થાયજી,
હીર સુંદર પદ પામીને,
હૃદય ઘણું હરખાયજી. શ્રીરે શ્રેયાંસ. ૬
સૌભાગ્ય સૂરિ ગુણુ અનંત છે,
કહેતા પાર ન પાયજી,
વિવેક વિજય પૂજો ભાવથી,
પ્રભુને દુખ સવિ જાયજી. શ્રીરે શ્રેયાંસ. ૭

---

## શ્રી વાસુપૂજ્યજિન સ્તવન.

(મારૂ વતન આ મારૂ વતન—એ રાગ.)

બારમા જીનને કરો નમન,
જગમાં સાચુ પ્રભુ નમન. (અંચલી)

ક્રોધ માન માયા લોભના ત્યાગી,
 એવા જિનવરને અમારૂ નમન. ૧
છોડી સંગને થયા નિઃસંગી,
 ટાળો વિભુ મારૂ ભવનું ભ્રમન. ૨
વસુપૂજ્ય નંદન તોડો ફંદન,
 ભાવે કરે છે ભવિયો નમન. ૩
અનુપમ ભાગ્યવતિ જયાદેવિ,
 જેના પ્રભુ છો પુત્ર રતન. ૪
મહિષ લાંછન જિનવર પૂજો,
 જેથી ટળે ભવિ જન્મ મરન. ૫
આતમ લક્ષ્મિ પામવા પ્રભુ,
 'વિવેક' વિજયને તારૂ સરન. ૬

---

## શ્રી વાસુપૂજ્યજિન સ્તવન.

ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ

શ્રી વાસુપૂજ્ય જિણંદ એક મુજ વિનતિ,

કૃપા કરીને અવધારો મહારાજ જો.
દીન દયાળુ દયા મુજ પર દાખવો,
જેહથી સરશે સેવકના સહુ કાજજો. ૧
કાળ અનંતો રખડયો આ સંસારમાં,
તો પણ જિનજી આવ્યો નહિ કંઇ અંતજો.
હવે તો સ્વામી સેવા એકજ તાહરી,
કરશે ભવનો પાર જરૂર ભગવંત જો. ૨
કામધેનુ ચિંતામણિ સુરતરૂ સારીખો,
મહીમા દિસે છે તુજ અપાર જિનરાયજો.
દેવાધિદેવના દર્શન આપે મુજને,
સુખ અનુપમ દુઃખ સવિ દૂર થાયજો. ૩
તુજ મૂર્તિ તુજ વાણી જગદાધાર છે,
દેખી સુણીને ભવિયો લહે આનંદજો.
પણ અભવ્ય દૂર્ભવ્ય દૂરે નાસતા,
પુન્ય વિનાયે પામે નહિ સુખકંદજો. ૪
વસુપૂજ્ય નંદન શરણે આવ્યો જાણીને,

ત્રિવિષ્ટપપતિ કરો સેવક ઉદ્ધારજો.
ભવનો ફેરો ફરી મુજ આવે નહિ.
વિવેક કહે આપો શિવ સુખ સારજો. ૫

---

## શ્રી વિમલજિન સ્તવન.

( જાવો જાવો એ મેરે સાધુ રહો ગુરૂ કે સંગ )
વંદો વંદો શ્રી વિમલ જીનવર ભાવે ઉમંગ
(અંચલી.)

વિમલ જીનકો દરીશન કાજે,
બહુત આતે ભવિ વૃંદ,
વંદન કરકે હરે દુરિતકું,
ઔર કર્મ કુસંગ. વંદો. ૧
પ્રભુ ભજનકી ધૂન લગે જબ,
કર્મ હોત તબ ચૂર,
પીર અનાદિકો પ્રભુ હરકે,
આપે સુખ અભંગ. વંદો. ૨

અનંત જ્ઞાનકા ધામ પ્રભુ હૈ,
દર્શન ઔર અનંત,
ઔર અનંત વીર્ય હૈ જીનકા,
સુખ અનંત હૈ ચંગ. વંદો. ૩
આતમ લક્ષ્મિ શીઘ્ર-આતી હૈ,
વિમલ જીનંદ ધ્યાને,
કુમુદ કર્મકા રોગ હરે સબ,
હીર ધ્યાવે મન રંગ. વંદો. ૪
સુંદર સબ ગુણકો પ્રગટાવે,
તોડી કર્મ કુફંદ,
સૌભાગ્ય સૂરિશ્વર રહો નિરંતર,
હૃદય વિવેક સુરંગ. વંદો. ૫

---

## શ્રી અનંતજિન સ્તવન.

(પીર પીર તું ભજતારે.)

જિન જિન તું જપતારે, તેરા દુઃખ કરેગા દૂર,

પ્રભુ અનંત જિનકો કો જાને,
તસ ગુણ અનંતકો કો જાને,
જીનરાજ સ્વરૂપ જ્ઞાનીજ જાને,
ઔર ન જાને કોઇ. ૧
જિન અનંત સુખકો કો જાને,
શુદ્ધ આત્મ તત્વકો કો જાને,
જિનાગમ રસકો પાન કીયો જાને,
ઔર ન જાને કોઇ. ૨
જિન દેવ અતિશય કો જાને,
સુરકોડી સેવત હે કો જાને,
જિન ભક્ત હોય સો સબ જાને,
ઔર ન જાને કોઇ. ૩
શીવ અતુલ સુખકો કો જાને,
વહાં દુખ અંશ નહિ કો જાને,
આતમ તત્વ વેદી સબકો જાને,
ઔર ન જાને કોઇ. ૪

શ્રી વીતરાગ દેવકો કો જાને,
સૌભાગ્ય સૂરિ જિનકો જાને,
વિવેક દીપક દિલ વો જાને,
ઔર ન જાને કોઈ. ૫

---

## શ્રી ધર્મનાથજિન સ્તવન.

(રાગ. તુંહીને મુજકો પ્રેમ શીખાયા.)

ધર્મ જિનેશ્વર ધર્મ સુણાયા
કર્મ સ્વરૂપકા ભાન કરાયા.
ધ્યાનાનલમેં કર્મ દહાયા,
સુખકો પાયા દુખ હટાયા.
તું એક હો અરીહંત સાહેબ,
તું એક હો અરીહંત. ધર્મ. ૧
કર્મે કાલ અનંત રખડાયા
દુખમેં દબાયા સુખ દુર થાયા.
તું એક હો અરીહંત સાહેબ
તું એક હો અરીહંત. ધર્મ. ૨

જુઠ્ઠી હે સબ જગતકી માયા
કર્મેં ફસાયા મોહે મુંઝાયા.
તું એક હો અરીહંત સાહેબ
તું એક હો અરીહંત. ધર્મ. ૩
પ્રભુ ભજનમેં ચિત્તકુ લગાયા
કર્મ ભગાયા સુખ સબ આયા
તું એક હો અરીહંત સાહેબ
તું એક હો અરીહંત. ધર્મ. ૪
જિન પુજનસેં કષ્ટ હટાયા
આનંદ હાયા શિવ સુખ પાયા
વિવેક વિજય અપાર સાહેબ
વિવેક વિજય અપાર. ધર્મ. ૫

---

## શ્રી શાન્તિજિન સ્તવન.

મેરા મૌલા બૂલાદે મદીને મુઝે—એ રાગ.

શાન્તિનાથ જિણુંદ તમે શાન્તિ કરો,
મારા કાલ અનાદિના દુઃખ હરો.

શેર

ચોનિ લાખ ચોરાસી માંહે, કાલ અનાદિથી વિભુ,
કરી ભ્રમણ દુઃખો સહ્યાં, તો અંત નાવ્યો હે પ્રભુ,
મારી કર્મ કથાનો જરા ખ્યાલ કરો શાન્તિ.૧

શેર.

રાય વિશ્વસેન નયરી, હસ્તિનાપુરના પતિ,
રાણી અચિરાદેવી નંદન,
સોલમા જિન ગુણ તતિ.
મારા ભવભ્રમણ પ્રભુ દૂર કરો. શાન્તિ. ૨

શેર.

સિંહરથ નૃપના ભવે, પ્રભુસિંહ વિક્રમ દાખવ્યું,
દુઃખી પારાપત બચાવી, દયાલુપણું સાચવ્યું.
સ્વામિ મારી દશાનો વિચાર કરો. શા. ૩

શેર.

કરૂણા નિધિ કરૂણા કરી, કર ગ્રહો સેવક તણો,
મીઠી નજર કરો નાથજી, જયું હર્ષ હોય
અતિ ઘણો;

તું દીન અનાથનો નાથ ખરો. શાન્તિ. ૪

શેર.

શાન્તિ નીકેતન શાન્તિ જિન,
શાન્તિ મુજને દિજીએ.
પીડા હરી સેવક તણી,
નિજ નામ સફલો કીજિએ.
વ્હાલા આતમ લક્ષ્મિ સહાય ભરો. શા. ૫

શેર.

ચાલીશ ધનુષની દેહ આયુ લાખ વર્ષપ્રમાણુછે.
કુરંગ લંછન કનક કાયા, સમ ચોરસ સંઠાણુછે.
શક્તિ એવી અપૂરવ આપ ધરો. શા. ૬

શેર.

ભવ એકમાં બંન્ને લીધી, શ્રીચક્રી તીર્થંકરતણી.
પદવી મનોહરનાથ તેં, ઇચ્છા પૂરણુ ચિંતામણી.
વિવેક વિજય ભવ પાર કરો. શા. ૭

---

# શ્રી શાન્તિજિન સ્તવન.

આઈ૦ વસંત બહારરે—પ્રભુ બેઠે મગનમેં—એ રાગ.

તમે પૂજો શ્રી શાન્તિ જિણુંદ રે,
 આણી ભાવને મનમાં એ; આંકણી.
સર્વાર્થ સિદ્ધ વિમાનથી જિન,
 સુર સુખ ત્યજી ઉદ્ધારરે. આંણી.
દેવિ અચિરા કુક્ષિસરમાં,
 આવે ત્રિજ્ઞાને સારરે. આણી. ૧
જેઠ વદી તેરસના દિવસે;
 જનમ્યા પુન્ય અપારરે; આણી.
શ્રી વિશ્વસેન નૃપ કુલમાંથી,
 થયો દુઃખનો વિસારરે. આણી. ૨
ચક્રવર્તિ ને તીર્થંકરની,
 પામે પદવી મનોહાર રે; આણી.
શુક્ર કૃષ્ણ ચતુર્દશીયે,
 કરે સંયમનો સ્વીકારરે. આણી. ૩

વલક્ષપક્ષ પોસ નવમી,
પામે જ્ઞાન સુસારરે; આણી.
સમવસરણમાં પ્રભુ બેસી,
દીયે દેશના સુખકારરે. આણી. ૪
સંઘ ચતુર્વિધ સ્થાપિને જગ,
કર્યો અતુલ ઉપકારરે. આણી.
જેઠ વદી તેરશ પ્રાન્તે,
પહોંચ્યા મોક્ષ મોઝારરે. આણી. ૫
મૃગ લંછન જિન સોળમાને,
પૂજો સફલ અવતારરે; આણી.
મન શુધ્ધે આરાધીયે થાએ,
વિવેક ભવનો પારરે. આણી. ૬

---

## શ્રી શાન્તિનાથ સ્તવન.

મેં બનકી ચિડિયાં બનકે બન બન બોલુંરે.

મેં જિનકો સેવક બનકે, જિન ગુણ ગાઉંરે,

મેં સબકો માલીક ગનકે,
તુજકો ધ્યાવુંરે. મેં. ૧
મેં શાન્તિ શાન્તિ કર અટતા,
અહોનિશ હ્રૃદયમેં રટતા.
તું દેવ દેવ, મેં સેવ સેવ,
કરૂ જિનજી કદી ન છોડું, ભવભય તોડુંરે. ૨
તું જિન જિન શમ દાતા,
મેં દિન દિન દુઃખ પાતા.
કર સાર સાર, દુઃખ દાર દાર,
જિન શરણે અબમેં આવું,
દુઃખકો ન પાવુંરે. મેં. ૩
મેં વીતરાગ જિન જપતા,
સબ કર્મ અશુભકો ખપતા.
અર્જ ધાર ધાર, અબ તાર તાર,
તુજ દર્શસે મુજમનઘેલું, તુજકો ન મેલુંરે. ૪
તું ઇશ ઇશ સુખદિશ,

તુમ પુજુ શ્રી જગદિશ,
તું નાથ નાથ, મેં દાસ દાસ,
સૌભાગ્ય વિવેક હું બોલું-દિલકો ખોલુંરે. ૫

---

## શ્રી શાન્તિજિન સ્તવન.

વિમળા નવ કરશો ઉચાટ કે વહેલા આવશુંરે એ આં.

શ્રી શાન્તિ જિનેશ્વર સ્વામિ દરિશન આપજોરે,
તુજ સેવક સાચો જાણી દુઃખને કાપજોરે. આં.
ઈન્દ્રિય સુખમાં કીધિ સ્વારિ,
જીવનની મમ થઇ ખુવારી.
હવે શોક થયો છે ભારી,
દિલમાં લાવજોરે. શ્રી. શાન્તિ. ૧
ઈન્દ્રિય સ્વાધીન બનતા આજ,
ભૂલી ગયો હું શ્રી જિનરાજ,
વિનાશ આતમ કાજ,
જીવન સુધારજોરે. શ્રી શાન્તિ. ૨

મોહ મદિરા પાને ભૂલ્યો,
કાળ અનંત ભવમાં રૂલ્યો,
દુઃખ રૂપ વૃક્ષે હું ઝુલ્યો,
નાથ બચાવજોરે. શ્રી શાન્તિ. ૩
ક્રોધ સરિસૃપે હું ડસીઓ,
માન મતંગજ સામો ધસીયો.
કાલ આસ્યમાં ફસીયો,
મુજને ઉગારજોરે. શ્રી શાન્તિ. ૪
માયાને મેં હૃદયે મૂકી,
લોભ સમુદ્રે પડીયો ઝૂકી.
ખાધો તેઓએ ફૂંકી,
શરણે સ્થાપજોરે. શ્રી શાન્તિ. ૫
ધર્મ સમય છે જયારે આવે,
તેર કાઠીયા ત્યારે ફાવે.
જોર અતિ અજમાવે,
વ્હાલા વારજોરે. શ્રી શાન્તિ. ૬

સેવકને પ્રભુ શાન્તિ આપો,
ભવ ભ્રમણાના દુઃખો કાપો.
વિવેક કરૂ નિત જાપો,
ભવથી તારજોરે. શ્રી શાન્તિ. ૭

---

## શ્રી કુંથુનાથનું સ્તવન.

( રાગ—થઈ પ્રેમ વશ પાતળીઆ. )

શ્રી કુંથુ જિન મુજ મળીયા,
 મારાં દુઃખ અનાદિ ટળીયારે. અંચલી.
પ્રભુ વિંશતિ સ્થાનક આરાધી,
 શુભ કર્મ તીર્થંકર બાંધી.
ભવ ત્રિજે નિકાચના કીધી,
 શુભ પદવી અરીહંતની વરીયારે. શ્રી કુંથુ ૧.
ઉપદેશ દેઈ જીવો કેઈ તાર્યાં,
 દુર્ગતિ દ્વાર જતાને નિવાર્યાં.
જગ ધર્મ સ્વરૂપ વિસ્તાર્યાં,
 જિન શિવ સુંદરી સુખ ભળીયારે. શ્રી કુંથુ. ૨

તુજ મૂર્તિ અજબ ગુણકારી,
ભાસે ભવિયણને મનોહારી.
દર્શનથી દૂરીત નિવારી,
માનુ ભાગ્યોદય આજ બળીયારે. શ્રી કુંથુ. ૩
પ્રભુ આત્મ લક્ષ્મિ મુજ આપો,
ભવ કોટી તણા દુઃખ કાપો.
કરે સેવક તુજ નિત જાપો,
પૂર્વ પુન્ય મહીરૂહ ફળીયારે. શ્રી કુંથુ. ૪
જિન કુંથુ સત્તરમા કહાયા,
પદ ચક્રવર્તિનું ધરાયા,
સોભાગ્ય જિન પ્રગટાયા,
કહે વિવેક કર્મો જરીયારે. શ્રી કુંથુ. ૫

---

## શ્રી અરનાથજિન સ્તવન.

(રાગ—કવાલી ગઝલ.)

પ્રભુ તુજ નામ એક સચ્ચા,
જચા દોગે તો કયા હોગા ? એ અંચલી

અનંતા ગુણુસેં ભરીયા;
 અપૂરવ જ્ઞાનકા દરીયા.
મિથ્યા તિમિર અનાદિકા,
 હટા દોગે તો કયા હોગા? પ્રભુ. ૧
પ્રભુ સંસાર સાગરમેં,
 હમેરી ડુબ રહી નૈયા;
કરી કરૂણા કિનારા પર.
 લગા દોગે તો કયા હોગા? પ્રભુ. ૨
અનાદિકા જનમ મરણો,
 બડા ભારી સતાતે હૈ;
દિલાવર દિલકે સ્વામિ.
 કટા દોગે તો કયા હોગા? પ્રભુ. ૩
કીયા કુકર્મ મેં ભારી,
 હૈ બચનેકી નહિ બારી;
આયા અબ શરણમેં તેરા.
 બચા લોગે તો કયા હોગા? પ્રભુ. ૪

આતમ લક્ષ્મિકું દેદો,
 કુમુદ વિકસીત હો જાવે;
પ્રભુ હીર સુખકુ સુંદર.
 દિખા દોગે તો કયા હોગા? પ્રભુ. ૫
સૂરિ સૌભાગ્ય દર્શનકી,
 લાગી હે ચાહના ભારી;
વિવેક વિજય કુ સ્વામિન્
 મિટા દોગે તો કયા હોગા? પ્રભુ. ૬

---

## શ્રી મલ્લીજિન સ્તવન.

—કાલી કમલી વાલે-તુમકો લાખો સલામ—

તીર્થ ભોયણી વાસી, મલ્લીજિનને પ્રણામ;
નરકાદિક ગતિઓમાં ભમીઓ,
કાળ અનંતો ત્યાં હું રમીઓ;
 તોયે ન આવ્યો પાર,
 મલ્લીજિનને પ્રણામ. ૧

નિગોદમાં બહુ દુખ સહીને,
સુક્ષ્મ બાદર પણું લહીને;
 અકામ નિર્જરા અપાર,
 મલ્લીજિનને પ્રણામ. ૨

અવ્યવહાર થકી વ્યવહારે,
રાશીમાંહે આવ્યો જ્યારે;
 થયો અલ્પ ઉદ્ધાર.
 મલ્લીજિનને પ્રણામ. ૩

પૃથ્વી અપ તેઉને વાઉ,
વનસ્પતિ પણું પણ પાઉ;
 સ્થાવર ગતિ મોઝાર,
 મલ્લીજિનને પ્રણામ. ૪

બિ-તિ-ચૌરેંદ્રિય થઇને,
પંચેન્દ્રિયપણામાં જઇને;
 તિર્યંચપણાને ધાર,
 મલ્લીજિનને પ્રણામ. ૫

મલ્લી જિનવર મુજને મળીયો,
દુર્લભ નરભવ આજે ફળીઓ;
સફલ થયો અવતાર,
મલ્લીજિનને પ્રણામ. ૬

આતમ અક્ષય સુખને આપો,
જિનવર સઘળાં દુખને કાપો;
વિવેક વિજય ભવ પાર,
મલ્લીજિનને પ્રણામ. ૭

---

## શ્રી મુનિસુવ્રતજિન સ્તવન.

(રાગ માઢ.)

મુનિસુવ્રત સ્વામી, છો અંતરજામી;
આપો શિવ સુખ સાર.
પ્રભુ દુઃખ હરનારા, સુખને દેનારા,
ભવિયોને પ્યારા,
આપો શિવ સુખ સાર. અંચલી.

શક્તિ અનંત છે પ્રભુ તારી,
મહિમાનો નહિ પાર;
ભાવ ધરીને જે તુમ પૂજે,
તે લહે સુખ અપારરે. મુનિ. ૧
સ્વામિ સાચો તેહને જાણીયે,
જે કરે આપ સમાન;
દુખ હરી સહું પ્રેમ ધરીને,
આપે છે સુખ અમાનરે. મુનિ. ૨
પુન્ય ઉદય થયો હવે મારો,
પામીઓ શ્રી જિનરાજ;
દર્શનથી બેડી કર્મની તોડી,
પામીશ અક્ષયરાજરે. મુનિ. ૩
નિજાતમ શુદ્ધ લક્ષ્મિને પામી,
મન કુમુદ વિકસાય;
હીર અજબ પ્રભાવ પ્રભુનો,
સુંદર સુખ પમાયરે. મુનિ. ૪

સૂરિ સૌભાગ્ય છે સુખ દાયિ,
વિશમા શ્રી જિનરાય;
વિવેક વિજય શ્રી જિનવંદે,
ભવ ફેરો મટી જાયરે. મુનિ. ૫

---

## શ્રી નમિજિન સ્તવન.

( રાગ–તેડું થયું કિરતારનું )

શ્રી નમિજિનકુ ભજો ભવિ, અઘ અનાદિકા ટળે.
વિઘ્ન કોટી શાંત હોકે,
સુખ નિરંતર સબ મળે; અંચલી.
ક્રોધ શત્રુકો હટાયા,
માનકો મર્દિત કીયા;
માયા તાડી લોભ મોડી,
જિનંદ ભેટો ભાવસેં. શ્રી નમિ. ૧
સંયમ સ્વીકારી કર્મ દારી,
અહર્નિશ શુભ ધ્યાન સેં;

કૈવલ્ય લક્ષ્મિ જિન વરે,
સિદ્ધપદકા સ્મરણસે. શ્રી નમિ. ૨

દેવ પદકી યોગ્યતામેં,
અરીહંત જૈસા કો નહિ;
યહ બીચારી ધ્યાન જિનકો,
ધરો દિલમેં ચાહસે. શ્રી નમિ. ૩

શ્રી નમિ જિનકુ નમન,
કરનેસેં કષ્ટો દૂર ગયે;
આતમ લક્ષ્મિ પ્રગટ હોવે,
હૃદય કુમુદ પ્યારસે. શ્રી નમિ. ૪

હીર સુંદર જિન રહો,
સૌભાગ્યસૂરિ દિલમે;
'વિવેક' પરમાનંદ પાવે,
જિન ધરે નિજ માનસે. શ્રી નમિ. ૫

---

# શ્રી નેમિજિણંદ સ્તવન.

ભારી બેડાને હું તો નાજુકડી નાર—એ રાગ.

નેમિજિણંદને જુહારીયે રે લાલ,
જુહારતા ભવ દુખ જાયરે;
શિવ સુંદરીનું સુખ સાંપડે. નેમિ. ૧

રાગ દ્વેષ મોહને જિતીયારે લાલ,
કર્મો દૂર નસાય રે;
શિવ સુંદરીનું સુખ સાંપડે. નેમિ. ૨

પશુ પોકાર સુણી કરી રે લાલ,
કરૂણા લાવે મહારાય રે;
શિવ સુંદરીનું સુખ સાંપડે. નેમિ. ૩

નવ નવ ભવના નેહને રે લાલ,
તજતાં વિલંબ ન થાય રે;
શિવ સુંદરીનું સુખ સાંપડે. નેમિ. ૪

રાજુલ સરખી સુંદરી રે લાલ,
તરૂણ વયમાં તજાય રે;
શિવ સુંદરીનું સુખ સાંપડે. નેમિ. ૫

સાખી

જગમાં તે નર ઉત્તમ, જે બ્રહ્મવ્રત પાળે,
ત્યાગ કરી અબ્રહ્મને, કર્મ સકળ બાળે;
અમરોથી ગુણ ગવાયરે,
શિવ સુંદરીનું સુખ સાંપડે. નેમિ. ૬

સાખી

કંઠીરવ લછંન વિભુ, બાવીશમા જિનરાજ,
આતમ આનંદ આપજો, સેવ કરૂ મહારાજ;
વિવેક ભવથી તરાયરે,
શિવ સુંદરીનું સુખ સાંપડે. નેમિ. ૭

---

## શ્રી નેમિનાથ સ્તવન.

ફુલની પાંખડી લ્યો પ્રાણ—એ રાગ.

શ્રી નેમિનાથ નિષ્કામ,
આપો મમ અવિચલ ધામ;
શ્રી નેમિનાથ નિષ્કામ—એ. દેશી.

તું જગનાયક સુખ વિધાયક,
આપો શર્મ અવિરામ,
તુજ સમ જગમાં અન્ય ન દાયક;
લાયક ગુણનો ગ્રામ. શ્રી નેમિનાથ. ૧
સબ દેવોમાં તું એક મોટો,
બીજા વિષય ગુલામ;
દેવપણાનો ઢોંગ છે ખોટો,
લજવે દેવનું નામ. શ્રી નેમિનાથ ૨
વિષય વિરાગી રમણી ત્યાગી,
તું એક ગુણ અભિરામ;
અંતરજામી જગ વિશરામી,
તુંહીજ આતમરામ. શ્રી નેમિનાથ ૩
સમુદ્રવિજયના કુલમાં ચંદા,
પૂજક લહે આરામ;
સેવ કરે ભવિયો સુખ કંદા,
જિનજી નેમિસ્વામ. શ્રી નેમિનાથ ૪

શિવાદેવિ રોમાંચીત થાવે,
જગમાં યે વિશ્રામ;
રાજુલ સુખ અવિચલને પાવે,
કરે વિવેક પ્રણામ. શ્રી નેમિનાથ ૫

---

## શ્રી નેમિજિન સ્તવન.

નાવરિયા મોરા કોન ઉતારે બેડા પાર—એ દેશી.

સેવો ભવિ ભાવે,
નેમિજિણંદ ભગવાન. અંચલી.
અપરાજિત વિમાનથી ચવિયા,
ત્યજી ભોગ અમાનરે. સેવો.
ભાગ્યવતિ શિવાદેવિ ઉદરે,
આવ્યા વિભુ ત્રિજ્ઞાનરે. સેવો. ૧
પેશળ શ્રાવણ સિત છે પંચમી,
જન્મ લીધો યશવાનરે; સેવો.
સમુદ્રવિજયાદિ દશ દશાર્હ,
લહે આનંદ મહાનરે. સેવો. ૨

ઇન્દ્રાદિક મલી મેરૂ નગે લેઇ,
સ્નાત્ર કરે તીર્થંશાનરે; સેવો.
ત્રિવિષ્ટપમાં પ્રગટયો આનંદ,
જિનવર ગુણ નિધાનરે. સેવો. ૩
રાજુલ રમણી રૂપે રતિ સમ,
છંડી વૈરાગ્ય પ્રધાનરે; સેવો.
પશુ પોકાર સુણી સ્વામિ જાય,
રૈવતાચલ ઉદ્યાનરે. સેવો. ૪
શ્રાવણ સુદી છઠ્ઠ સંયમ લેતાં,
પુરૂહૂત કરે યશગાનરે; સેવો.
આસો વદિ અમાસના દિન,
પામ્યા શ્રી જગદીશ જ્ઞાનરે; સેવો. ૫
આષાઢ વદિ અષ્ટમી મોક્ષ,
લહે છે સુખ અમાનરે; સેવો.
કરે સ્તુતિ વિવેક ભાવે,
હૃદયે ધરી બહુમાનરે. સેવો. ૬

---

# શ્રી પાર્શ્વજિન સ્તવન.

મથુરામાં ખેલ ખેલી આવ્યા.. એ રાગ.

એકવાર દરીશન દ્યો હો વ્હાલા,
વામાદેવિ જાયા. અંચલી.

કાશી વિષયે પ્રભુ જન્મજ પાયા,
કુમરી છપ્પન હુલરાયા. હો વ્હાલા ૧

રાય અશ્વસેન કુલમાં આયા,
વામાદેવિ સુખદાયા. હો વ્હાલા. ૨

જન્મ પ્રભુજીનો આનંદ દાયા,
નરકોના જીવસુખ પાયા હો વ્હાલા. ૩

યૌવન વયમાં પ્રભુજી આયા,
પ્રભાવતિ પરણાયા. હો વ્હાલા. ૪

ચારિત્ર લઇ પ્રભુ કર્મ ખપાયા,
કેવલજ્ઞાન પ્રગટાયા. હો વ્હાલા. ૫

વર્ષશત પ્રભુ આયુ પાયા,
નવ હાથ જીન કાયા. હો વ્હાલા. ૬

અહિ લંછન પ્રભુ શિવ સુખ દાયા,
નાથ અનાથના કહાયા. હો વ્હાલા. ૭
આત્મ લક્ષ્મિ કુમુદ હીર રાયા;
સુંદર પંન્યાસ સોહાયા. હો વ્હાલા. ૮
સૌભાગ્ય સૂરિ છે સુખદાયા,
'વિવેક' દિલમાં ભાયા હો વ્હાલા. ૯

---

## શ્રી પાર્શ્વજિન સ્તવન.

શાન્તિ જિન મુજ એક વિનતિ. એ દેશી.

સ્વામી સંખેશ્વરા વિનતિ
સુણજો મુજ દિલ લાયરે;
કરી કૃપાનાથ અનાથ પર,
દ્યો દરીશન સુખ થાયરે. સ્વામી. ૧
કાળ અનાદિ આદત થકી,
રહ્યો હું પુદ્ગલે રાચીરે;
કરી નહિ સેવ જિનરાજની,
જગતમાં એકજ સાચીરે. સ્વામી. ૨

ઘોર મિથ્યાત્વના ઉદયથી,
ન ઓળખ્યા દેવ અરીહંતરે;
દુખ લહ્યા વિધ વિધ જાતિના,
શું ઘણું કહુ ભગવંતરે. સ્વામી. ૩

મોહ મહારાયના વશ પડી,
પાળી નહિ તુજ તણી આણુરે;
રમાને રામાના રાગમાં,
પડયો હું જાણી સુખ ખાણુરે. સ્વામી. ૪

તારક બિરૂદ ધારક તમે,
સુણી શ્રવણે હું આજરે;
આવીયો શરણે આશા કરી,
થશે સફળ સહુ કાજરે. સ્વામી. ૫

કરી કૃપાનાથ મુજ કર ગ્રહો,
થાએ જયું ભવ તણો પારરે;
વિશ્વમાં તુમ સમ કો નહિ,
દુખથી મુક્ત કરનારરે. સ્વામી. ૬

આપજો આત્મિક સુખ મને,
જાણી નિજ તણો દાસરે;
સુંદર પ્રશિષ્ય વિવેકની,
પૂરજો સઘળી મન આશરે. સ્વામી. ૭

---

## શ્રી પાર્શ્વજિન સ્તવન.

વાલમ આયે બસો મોરે મનમેં.

જિનજી આય બસો મોરે મનમેં.
પાર્શ્વ જિણંદ સુખકર સ્વામી,
આતમરામી તું હૈ નિષ્કામી;
જિનકો દર્શન સુખ અર્પત હય,
ચારૂ સબ દેવનમેં. જિનજી. ૧
જ્ઞાન અનંત દર્શન અનંત,
સુખભી અનંત વીર્ય અનંત;
અર્ચંત જે ભાવ ધરી જિનવરને,
તે ન ફરે ભવ વનમેં જિનજી. ૨

આણા અખંડ તેરી આરાધે,
અવિચલ પ્રચંડ સુખ તે સાધે;
વાચક વિવેક વદત હે સચ્ચા,
એહીજ સાર જીવનમે. જિનજી. ૩

---

## શ્રી પાર્શ્વજિન સ્તવન.

રાગ ધનાશ્રી.

પૂજો ભવિ આજ–હર્ષધરી,
પૂજો ભવિ સહુ આજ;
ત્રેવિશમા જિનરાજ–હર્ષધરી,
પૂજો ભવિ સહુ આજ;
વઢીયાર દેશે ગામ સંખેશ્વર,
સ્વામિ સકલ શિરતાજ. હર્ષધરી. ૧
પંચમ આરે પૂરણ પ્રભાવી,
સારે સેવકના કાજ. હર્ષધરી. ૨
જાદવ કુળની જરા હરી સહુ,
સુખ અપેં મહારાજ; હર્ષધરી. ૩

વિષમ કાળે ચિંતામણી સમ,
રહો સદા ઘટમાંજ; હર્ષધરી. ૪
પાસ જિનેશ્વર પૂરો મુજ આસ,
સેવક થાયે ન નારાજ; હર્ષધરી. ૫
તુજ મૂર્તિ તુજ આગમ ભવિને,
તારણ પરમ જહાજ; હર્ષધરી. ૬
વિવેક વિનતિ કરે શિરનામી,
આપો અવિચલ રાજ; હર્ષધરી ૭

---

## શ્રી વીરજિન સ્તવન.

મેં બનકી ચિડિયાં બનકે બન બન બોલુંરે.

મેં નિર્મલ મનકો કરકે,
જ્યોતિ જગાવુંરે.
મેં સબ દૂષણ કો હરકે,
તન વિકસાવું. રે. મેં ૧
મેં વીર વીર ચિત્ત લાવું,
તું ધીર ધીર નિત ધ્યાવું;

કર આસ આસ, તુમ દાસ દાસ,
હું જિનવર ગુણકો ગાવું;
સુખ સબ પાવુંરે. મેં. ૨
મેં ભવ અટવીમેં ભૂલા,
વહાં કાલ અનંતો રૂલા;
કર પાર પાર-દિલ ધાર ધાર,
જિનબિન અવર ન ધ્યાવું;
દુઃખકો દ્રાવુંરે. મેં ૩
મેં ત્રૈશલેયકો ભજતા,
અવગુન સકલકો તજતા;
હર પીર પીર-તું વીર વીર,
ચરણા મેં ધૂન લગાવું;
કર્મ ભગાવું. રે. મેં. ૪
મેં જિનહરિ લંછન ગાયા,
ઘટમેં આનંદ ભરાયા;
નહિ રોષ રોષ-હૈ તોષ તોષ,

વિવેક વિજય હરખાવું;
ભવ ફીર નાવુંરે. મેં ૫

---

## શ્રી વીરજિન સ્તવન.

જગજીવન જગ વાલહો, એ દેશી.

મનમોહન મહાવીરજી,
સિદ્ધારથ નૃપ નંદ લાલરે.
ત્રિશલા ઉરસર હંસલો,
દીસે છે સુખનો કંદ; લાલરે મનમોહન. ૧
દર્શન અમૃતપાનથી,
ન રહે મિથ્યા વિષ; લાલરે.
ભીતિ ટળે ભવની સહુ,
પામે પદવી જગીશ; લાલરે. મનમોહન. ૨
તુજ સમો જગમાં નહી,
દેવ દીઠો ગુણ ધામ; લાલરે.
રાગદ્વેષ વળી મોહને,
ક્ષય કીધો વીર સ્વામ; લાલરે. મનમોહન. ૩

જ્ઞાન અનુપમ તાહરૂ,
લોકાલોક પ્રકાશ; લાલરે.
ચંદ્ર સુરજ વીડા થકી,
દૂર રહ્યા આકાશ; લાલરે. મનમોહન. ૧
દેશના માલકોશ રાગમાં,
દીએ જિન સુમધુર; લાલરે.
દેવ દુદુન્ભિ વાદ્યથી,
પૂરે હર્ષસુ સુર; લાલરે. મનમોહન. ૨
અદ્દભુત અતિશય તાહરા,
મહીમા અપરંપાર; લાલરે
પ્રવચન પ્રત્યનીકો અપિ,
દેખી સ્તવે છે અપાર; લાલરે. મનમોહન.
આત્મ સુંદર સૌભાગ્યથી,
લંછન હરિ જિનરાજ; લાલરે.
'વિવેક' નયણે નીરખિ,
સિધ્યાં સઘળાં કાજ;લાલરે. મનમોહન. ૪

# શ્રી વીરજિન સ્તવન.

રખીયા બંધાવો ભૈયા—શ્રાવણ આયારે—એ—રાગ.

મહાવીર કો ભવિ પૂજો, અવસર આયા....રે.
મૂર્તિ પ્રભુકી પ્યારી, ભવિયોકું હીતકારી.
સેવો સદા સુખકારી, જનમ મિટાવે....રે.
મહાવીરકો. ૧

ક્ષત્રિય કુંડ ઠંગે, જનમ્યા પ્રભુજી રંગે;
જન્મોચ્છવ મેરૂ શૃગે, જનમ મિટાવે....રે.
મહાવીરકો. ૨

પૂજનસેં રોગ નાવે, દારિદ્ર દુઃખ જાવે;
ભવિયા ભજો નિત ભાવે, જનમ મિટાવે....રે.
મહાવીરકો. ૩

ગુણોકી ઐસી ખાની, અવર દેવે ન જાની;
મૂર્તિ હૃદય મન માની, જનમ મિટાવે....રે.
મહાવીરકો. ૪

ત્રિશલા દેવિકો નંદા, મહાવીર જિન ચંદા;
સિદ્ધારથ સુખ કંદા, જનમ મિટાવે....રે.
મહાવીરકો. ૫
આતમ આનંદ દાયા, સુંદર સુખ પાયા;
વિવેક ગુનકો ગાયા, જનમ મિટાવે...રે.
મહાવીરકો ૬

---

## હિતોપદેશ પદ.

રાગ—ગઝલ—તથા કવાલી.

કરી સેવા નહી દિનની,
દયાળુ પદ વર્યાથી શું;
કરી પૂજા નહી જિનની,
ભગત સંજ્ઞા ધર્યાથી શું. ૧
સુપાત્રે દાન નવ દીધું,
લક્ષ્મિવાન થયા તો શું;
રૂડું કંઇ કામ નવ કીધુ,
જીવન જીવી ગયા તો શું. ૨

કર્યાં પાપો ભૂરિ જગમાં,
મળી નર જિંદગી તો શું,
વસ્યો નહી પ્રેમ જે રગમાં,
કરી ઇશ બંદગી તો શું. ૩

કર્યો અન્યાય બહુ ભારી,
અધિકારી બન્યા તો શું;
મળી નહી કીરતિ પ્યારી,
જનનીએ જણ્યા તો શું. ૪

શમ્યો નહી ક્રોધ દાવાનલ,
તપસ્યાઓ તપ્યાથી શું;
ગયો નહી દૂર કામાનલ,
જપમાલા જપ્યાથી શું, ૫

દીધા ભાષણ બહુ સારા,
અમલ યદિ ના કર્યો તો શું;
રચ્યા ગ્રન્થો મનોહારા,
વિવેક દિલના ધર્યો તો શું. ૬

# ગહુંલી વિભાગ બીજો.

## ગહુંલી.

શહેરનો સુબો ક્યારે આવશેરે—એ રાગ.

વહાલા ગુરૂ મહારાજજીરે,
અમપુર આવ્યા આજરે; સાહેલી.
ચાલોને ગુરૂ દેવ વંદીયેરે.
જ્ઞાની ગુરૂ ગુણે ભર્યારે;
આપે ગુણોની સુવાસરે. સાહેલી. ૧
તરણ તારણ ગુરૂને કહ્યારે,
ભવસાયરે જેમ તરીરે; સાહેલી.
સ્વયંતરે ને વળી તારતારે,
અન્યને મહેનત કરીરે. સાહેલી. ૨
જીવ અનાદિ કાળથીરે,
રખડે સંસારની માંયરે; સાહેલી.

ખોજ કરે સુખની ઘણીરે,
પણ મળે નહિ કયાંયરે. સાહેલી. ૩
સુખાભિલાષિ પ્રાણીયારે,
કરતા ગુરૂની સેવરે; સાહેલી.
મયણા શ્રીપાલ તણી પરેરે;
પામે છે તે નિત્યમેવરે. સાહેલી. ૪
ગુરૂ વંદન કરતાં થકારે,
કૃષ્ણ નરક નિવારરે; સાહેલી.
તેવીજ રીતે ભાવથીરે,
કરે વંદન સુખસારરે. સાહેલી. ૫
સેવા કરો ગુરૂરાજનીરે,
બહુબલીની જેમરે; સાહેલી.
બલ અતુલને પામીયોરે,
સહુ કોઈ જાણે છે તેમરે. સાહેલી. ૬
મહિમા ગુરૂનો અપાર છેરે,
ભક્તિ કરે એક ચિત્તરે; સાહેલી.

વિવેક વિજય જરૂરથીરે,
સુખ લેશે અપરિમિતરે. સાહેલી. ૭

---

## ગહુંલી.

(સાંભળજોરે મુનિ સંયમ રાગી, ઉપશમ શ્રેણી
ચડિયારે—એ દેશી.)

દૂર થયા રે સહુ પાપો અમારા,
શ્રી ગુરૂજી દિલ વસિયારે;
ભવ અનંતના દુઃખો આજે,
ગુરૂ દર્શનથી ખસીયારે. દૂર. ૧
પંચ મહાવ્રતને શુદ્ધ પાળે,
સમિતિ પંચને ધરતારે;
ગુપ્તિ ત્રયે સુગુપ્ત બનીને,
સંવર ભાવને વરતારે. દૂર. ૨
ક્ષમાદિ દશધા યતિ ધર્મને,
શુદ્ધ મને અનુસરતારે;

ક્ષુધાદિ પરિષહ સહુ સહતા,
દૂષણને પરિહરતારે. દૂર. ૩
અષ્ટાદશ સહસ્ર શીલાંગના,
ધારી વિકથા નિવારીરે;
દયા વીશ વશા દિલ ધરતા,
પ્રાણી ગણને ઉગારીરે. દૂર. ૪
બ્રહ્મ વ્રત નવ વાડથી પાળે,
અબ્રહ્મને દે ત્યાગીરે;
પશુ પન્ડ વિવર્જિત વસતિ,
સંયમ ગુણમાં રાગીરે, દૂર. ૫
જ્ઞાન ક્રીયામાં તત્પર રહેતા,
ઉપશમ જલમાં ઝીલેરે;
જિનવર આણા રૂપ ઘાણીમાં,
સકલ કરમને પીલેરે. દૂર. ૬
સત્યાવીશ ગુણે કરી સોહે,
જનતાને ઉપદેશેરે;

આહાર દોષ બેંતાલીશ છંડી,
ગ્રહણ કરે નિર્દોષેરે. દૂર. ૭
ષટ્ દ્રવ્યના સ્વરૂપને જાણે,
સપ્ત ભંગી રસાળીરે;
નિશ્ચય નયઆદિ અનુસારે,
દર્શન સહુને નિહાળીરે. દૂર. ૮
અક્રોધી અમાની અમાયિ,
અલોભી નિષ્કામીરે;
જ્ઞાની ધ્યાની પૂરણ પ્રભાવિ,
સુગુરૂ આતમરામીરે. દૂર. ૯
નિઃસંગી કંચનના ત્યાગી,
સોણ તૃણ સમ દેખેરે;
નિસ્પૃહી સ્વશરીરે પૂરા,
દોષ સકળ ઉવેખેરે. દૂર. ૧૦
એહવા ગુરૂની સેવા કરજો,
અંતરમાંહે રાખીરે;

વિવેક વિજય સુખ અનુપમ લેશે,
દુન્યવી સુખને ચાખીરે. દૂર. ૧૧

---

## ગહુંલી.

ગુરૂજી ગામમાં પધારે ત્યારે ગાવાની.

માલણ ગુંથી લાવ ગુણીયળ ગજરો—એ રાગ.

ચાલો સખી આજ ગુરૂજી પધાર્યા,
ઘરો ઘરમાં હર્ષ વધાર્યા. ચાલો.

એ તો જંગમ તીરથ કહીયે,
વંદી પચ્ચખાણને લહીયે;
શુદ્ધ ભાવને મનમાં વહીયે. ચાલો. ૧

પુન્ય ઉદય થયો અમ આજ,
મહેર કરી આવ્યા મહારાજ;
માનું સિધ્યાં સઘળા કાજ. ચાલો. ૨

ગુરૂ મુખ મુદ્રા અતિ શોભે,

દેખી મિથ્થાત્વિ જન થોભે;
 અન્ય કોઇ ન આવે મોભે. ચાલો. ૩

દાન સુપાત્રે નિત દઈશું,
સુણી દેશના પાવન થઇશું;
 નર જન્મનો લ્હાવો લઇશું. ચાલો. ૪

ગુરૂ વાણી સુધા સમ સારી,
મિથ્યા વિષ નિવારનારી,
 દ્રાક્ષ સાકરને પણ વારી. ચાલો. ૫

દેહ ધારી કરે ઉપકાર,
બતાવે મારગ હીતકાર;
 જસ વર્તે છે જય જયકાર. ચાલો. ૬

અવસર આ ફરી નહિ આવે,
કહે વિવેક વિજય ભાવે;
 અણુમોલ ઘડી જે જાવે. ચાલો. ૭

---

# ગહુંલી.

( સુણો ચંદાજી એ રાગ. )

સુણુ સાહેલી મનહર મૂર્તિ,
અજબ દીસે ગુરૂરાજની;
એ છે સારી જોતાં દિલમેં,
બહુ આનંદ ઉત્પાદીનિ. સુણુ. ૧

મુખ જાણે પુનમ ચંદો છે,
નયનોમાં નેહ અમંદો છે;
વાણી અમૃત રસનો કંદો છે. સુણુ. ૨

ગુરૂ જ્ઞાન ગુણે ભરપૂરા છે,
વલી કર્મ ભણીએ સૂરા છે;
એ ક્રીયા કલાપે નૂરા છે, સુણુ. ૩

પંચ મહાવ્રતને ધરનારા છે,
ગુપ્તી ત્રયને સેવનારા છે;
અષ્ટ પ્રવચનને પાલનારા છે. સુણુ. ૪

સુરજ સમ જ્ઞાન પ્રકાસી છે,
ભવિ હ્રુદય પદમના વિકાસી છે;
ગુરૂ તીર્થ સમ જયું કાસી છે. સુણુ. ૫
ગુરૂ સોમ સમાએ શિતલ છે,
ભવિ ચકોર ચિત્ત હરનારા છે;
એતો અભંગ સુખ દેનારા છે. સુણુ. ૬
ગુરૂ ભક્તિ હ્રુદયમાં ધારી છે,
સોભાગ્ય સૂરિ શિખસારી છે;
કહે વિવેક સુખની કયારી છે. સુણુ. ૭

## ગહુંલી.

( સિદ્ધા ચલના વાસી એ રાગ. )

સોભાગ્ય સૂરિ મહારાજ તમને લાખોપ્રણામ.
ગુર્જર દેશે નાર ગામે,
સુંદર યોગે જન્મજ પામે;
ઉત્તમ કુલ મોઝાર. તમને. ૧

લઘુવયે સંયમને પામી,
ભોગ વિલાસ દીધા સહુ વામી;
કર્યો આત્મ ઉદ્ધાર. તમને. ૨

સેવા ગુરૂની ખંતે કરતા,
વૈયાવૃત્ય ગુણને ધરતા;
ગુણ ગણમાં ઉદાર. તમને. ૩

અદભુત ભક્તિ ગુણને ધારી,
મુનિગણમાં જસ કીર્તિ ભારી;
સંયમનો શણગાર. તમને. ૪

અણી શુદ્ધ ચારિત્રને પાળે,
તપ કરી કર્મોને બહુ બાળે;
વાચંયમ શિરદાર. તમને. ૫

કચ્છ સૌરાષ્ટ્રને ગુજરાત,
ઉપકાર કર્યો છે બહુ જાત;
મહિમા અપંરપાર. તમને. ૬

શ્રી સંઘ મળી સૂરિ પદ આપે,
ગુણુ ગુણોના પુન્ય પ્રતાપે;
રાજનગર મોઝાર. તમને. ૭
પાવન ગામ અમારૂ કીધું;
વાંચ્છીત સુખને આજે દીધું;
વંદન વારંવાર. તમને. ૮
ગુરૂરાજ શરણુ મમ આપો,
વિવેકને સમિપે રાખો;
થાયે ભવોદધિ પાર. તમને. ૯

---

## ગહુંલી.

( દિવસ દીપે આજ મંગળકારી–એ. રાગ. )

સૈયર સહુ આજ ગુરૂજીને વંદો,
ભવકોટિના પાપ નિકંદો. સૈયર. ૧
ગુરૂ બાલપણાથી વૈરાગી,
મોહ માયા છોડી થયા ત્યાગી;

ગુણ ગુણોમાં એ વડભાગી. સૈયર. ૨

ગુરૂ જગમાં અજબ પ્રભાવી,
જ્ઞાન જ્યોતિ સ્વયં જગાવી;
દીધું દૂરે અજ્ઞાન ફગાવી. સૈયર. ૩

નહિ કોઈ ગુરૂ સમ ઉપકારી,
દાન સંયમ દે હીતકારી;
કરે આશ્રિતને સુખકારી. સૈયર. ૪

ગુરૂગુણ અનંતા ભરીયા,
ગાંભિર્યમાં જાણે દરીયા;
એતો સંસાર સિંધુ તરીયા. સૈયર. ૫

ગામ પાવન કીધું અમારૂ,
સહુ સંઘને લાગે પ્યારૂ;
ગુરૂ દર્શન છે બહુ સારૂ. સૈયર. ૬

વિનતિ મળી સંઘ કરે છે,
ચોમાસા માટેની એ ખરે છે;
પણ ગુરૂજી મોન ધરે છે. સૈયર. ૭

ગુરૂ લાભાલાભ વિચારી,
કૃપાળુ વિનતિ સ્વીકારો;
હા પાડોને દિલમાં ધારી. સૈયર. ૮
સૂરિ સૌભાગ્ય છે ગુરૂ સારા,
વિવેક વિજય મનોહારા;
કરો વંદન સુખ અપારા. સૈયર. ૯

---

## ગહુંલી.

( ગિરિવર દરીશન વિરલા પાવે—એ. રાગ. )

મુનિવર દરીશન કરીયે સજની,
આરાધીયે સેવા પદ કજની;
મુનિવર—એ. આંકણી.
દરીશનથી દુખ દૂર જાયે,
સૂર્યથકી જેમ નાસે રજની. મુનિવર. ૧
ગુરૂ જ્ઞાનીને પૂરણ ધ્યાની,
આતમરામી ગણાયે ભજની. મુનિવર. ૨

દેશ દેશાંતરમાં પરઅર્થે,
વિચારતા ગતિએ મુનિ ગજની મુનિવર ૩
ભવ્ય જીવોને પ્રબોધે ભારી,
અંબુજને જેમ કાંતી સુરજની. મુનિવર ૪
વાણી મધુરી શિતળ સારી,
દીસે પ્રભા જેમ શશધ્વજની મુનિવર. ૫
ગંભીરમાં સાયર સમ જેની,
વાત કહું શું મેરૂજયું ધીરજની. મુનિવર. ૬
સૌભગ્ય સૂરિજી દ્યો નિત સેવા,
વિવેક વિજયને ચરણ પંકજની. મુનિવર ૭

---

## ગહુંલી.

પાપી પીટયો આવ્યો. એ–દેશી.

સાહેલી સુણજો સારી, શીખામણ આપુ ભારી.
સૈયર તમને નિંદા કરવાની ટેવ છે.
એ–આંકણી.
ઘરનો ધંધો છોડી બની, ઉપાશ્રયે તમે આવો

છોડવાનું તો રહી ગયું પણ,
ઉલટુ બાંધી જાવો. સૈયર. ૧
કુવા કાંઠે તળાવ કાંઠે,
ધર્મસ્થાને વળી આવો;
આડી અવળી સાચી જુઠી,
વાતો બહુ ત્યાં લાવો સૈયર. ૨
જ્યારે ત્યારે જેની તેની,
કુથલી કરવા દોડો;
એ તો રાંડ લુચ્ચી છે કહીને,
વિકથાને તમે છોડો. સૈયર. ૩
પગે બળતુ દેખો નહિને,
ડુંગર બળતું દેખો;
પરના દુર્ગુણ કહો પ્રેમથી,
પણ પોતાના ઉવેખો. સૈયર. ૪
ધોબીતો કપડાના મેલને,
ધોવે પૈસા લઇને;

લોકોના તમે કર્મ મેલને,
ધોવો ગાંઠનું ખાઇને. સૈયર. ૫
નિંદાના અવગુણ થકી જે,
શેઠની પુત્રી શાણી;
રોહીણી નામે બાળ વિધવા,
હતી ગુણની ખાણી. સૈયર. ૬
જીવાદિ નવ તત્વને જાણી,
કર્મ ગ્રંથને ધારી;
ગુરૂણીનો સહવાસ કરીને,
બની કોવિદા સારી. સૈયર. ૭
એક દિવસે રાજ સંબંધી,
વાત કરી કાંઇ ખોટી;
રાજાએ શિક્ષા ફરમાવી,
દેશ નિકાલની મોટી. સૈયર. ૮
તેવી રીતે હું પણ તમને,
બેની કહું છું સારૂં;

પરનિંદાનો ત્યાગ કરી દ્યો,
લાગે ભલે નઠારૂ. સૈયર. ૯
કોઇ તમારી વાત કરે તો,
તમને કેહું લાગે;
તેવીજ રીતે સામાને પણ,
દુઃખ દિલમાં જાગે. સૈયર. ૧૦
સુખનીજો ઇચ્છા રાખો તો,
આધી પાછી મુકો;
વિવેક વિજય કહે છે સાચુ,
પ્રભુ ભજનમાં ઝુકો. સૈયર. ૧૧

---

## ગહુંલી.

(સિદ્ધાચલથી મન મોહ્યુંરે મને ગમે ન બીજે ક્યાંય)
ગુરૂરાજથી મનડુ મોહ્યુંરે,
મને ગમે ન બીજે ક્યાંય;
ગુરૂ વિવેકવિજયજી મારા,

છો મુનીગણુમાં શિરદારા.
અદભૂત ગુણુના ધરનારા રે,
તુમ દર્શનથી દુખ જાય. ગુરૂરાજ. ૧
લઘુવયમાં સંયમ ધારી,
સહુ ભોગ વિલાસ નિવારી;
દીધો છે કામને મારી રે,
વંદન ચરણોની માંય. ગુરૂરાજ. ૨
દુર્ગુણુ દીધા સહુ ત્યાગી,
સદગુણુના છો અનુરાગી;
જગમાં તુમ છો વડભાગીરે,
તુજ દેખી ઉર ઉભરાય. ગુરૂરાજ ૩
ગુરૂવાણી અમૃત સારી,
નિત પાન કરે નર નારી;
સુખને અતુલ દેનારીરે,
હું ચાહું ચિત્તની માંય. ગુરૂરાજ. ૪
અમ પુન્ય ઉદયથી છાજે,

પૂનિત કર્યું મહારાજે;
ગામ અમારૂ આજે રે,
નયનોમાં નેહ ન માંય. ગુરૂરાજ. ૫
ચાહું તુમ ચરણુની સેવા,
આપે અક્ષય નિત મેવા;
વિનય કહે એક હેવારે,
લાગી છે-દિલની માંય ગુરૂરાજ. ૬

---

## ગહુંલી આચાર્યશ્રી વિજય સૌભાગ્ય સૂરિજીની-ગહુંલી.

બેની મોરી સૌભાગ્યસૂરિજી પધાર્યારે,
બેની મોરી શ્રી સંઘના ભાવ વધાર્યારે ૧
બેની મોરી સૂરિ છત્રીશ ગુણે સોહેરે,
બેની મોરી દેખી ભવિક જન મોહેરે. ૨
બેની મોરી વિહાર કરતાં આવેરે;
બેની મોરી સાથે શિષ્યો બહુ લાવેરે. ૩

બેની મોરી પાવન કર્યું અમ ગામરે,
બેની મોરી લાગે સહુને અભિરામરે. ૪
બેની મોરી શાન્ત સુધારસે ભરીયારે,
બેની મોરી જ્ઞાન ગુણે જાણે દરીયારે. ૫
બેની મોરી ઉપદેશ મેઘ વરસાવેરે,
બેની મોરી ભવ્ય કમલોને વિકસાવેરે. ૬
બેની મોરી એહવા સૂરિજીને વંદોરે,
બેની મોરી કર્મ કઠીન નિકંદોરે. ૭
બેની મોરી કંચન વરણી છે કાયારે,
બેની મોરી છોડી દીધી મોહ માયારે. ૮
બેની મોરી શાસનના એ થંભોરે,
બેની મોરી પામે અજૈન અચંભોરે. ૯
બેની મોરી ક્ષમાદિ ધર્મને ધારેરે,
બેની મોરી કર્મ અશુભને વારેરે. ૧૦
બેની મોરી શિવ સુંદરની સાથે પ્રીતરે,
બેની મોરી કરે બહુ રૂડી રીતરે. ૧૧

એની મોરી સૌભાગ્યસૂરિજીના ભાવેરે,
એની મોરી વિવેક વિજય ગુણગાવેરે. ૧૨

---

## ગહુંલી.

રાગ. ધનાશ્રી.

વંદન હો મુનિરાય તમોને,
વંદન હો મુનિરાય;
જગમાં અવર કો નહિ તુમ સમ.
ઉપકારી મહારાય. તમોને. ૧

ગુણી જનોમાં અસમાન છો,
વર્ણન જસ ન કરાય. તમોને. ૨

યૌવન વયમાં સંયમ લેઇ;
વિવિધ કષ્ટો સહાય. તમોને. ૩

ગુણ અપૂરવ તુજમેં દીઠા;
ગણ્યાં કદી ન ગણાય. તમોને. ૪

ઈન્દ્રીય રૂપ તુરંગમ પંચ,
 દૂર્જય ત્વરિત જીતાય. તમોને. ૫
પરિષહ બાવીશ સહી સમ ભાવે,
 કર્મ કઠીન હઠાય. તમોને. ૬
નિંદક પૂજક મિત્ર અમિત્ર,
 હૃદયે સમાન ધરાય. તમોને. ૭
જ્ઞાન ધ્યાનમાં મસ્ત બનીને,
 સદ્ગતિ શીઘ્ર સધાય. તમોને. ૮
વીરના પૂનિત પંથે વિચરે,
 સૌભાગ્ય પરમ પમાય. તમોને. ૯
વિવેક વિજય એહવા ગુરૂનો,
 રૂણી રહ્યો તું સદાય. તમોને. ૧૦

---

## ગહુંલી અથવા ગરબો.

સજની છે ગુણુના ભંડાર કે,
મુનિવર દીપતા રે લોલ;

સજની કરી કષાયનો ચૂર કે,
કર્મને જીપતા રે લોલ. ૧
સજની પંચ મહાવ્રત ધારી કે,
ગુપ્તી ત્રય ધરી રે લોલ;
સજની તપ તપી બહુ ભારી કે,
ઇન્દ્રીય વશ કરી રે લોલ. ૨
સજની વય લઘુ ગુણુ ગુરૂ કે,
મહા મુનિવર તણુારે લોલ;
સજની અવગુણુનો નહિ લેશ કે,
કેવલ ગુણુ ઘણુા રે લોલ. ૩
સજની રત્ન ત્રયિનો પોષ કે,
ઉપદેસ ને દીયે રે લોલ;
સજની કરી કર્મનો શોષ કે,
ભવ્ય તે લીયે રે લોલ, ૪
સજની કરો અનેક ઉપાય કે,
બદલો નહિ વળે રે લોલ;

સજની ધરો હૃદય ગુરૂ સેવકે,
ભવો ભવ તે મળે રે લોલ. ૫
સજની ધર્મ શાસ્રની માંય કે,
ઉપકારી કહ્યા રે લોલ;
સજની પૂર્વ પુન્યથી આજ કે,
ગુરૂજી મેં લહ્યા રે લોલ. ૬
સજની આંબા કેરો સ્વાદ કે,
લીંબુ નવિ કરે રે લોલ;
સજની જેને જેહશું રાગ કે,
કદીયે નહિ ફરે રે લોલ. ૭
સજની દેવ ગુરૂને ધર્મ કે,
દિલમાં ધારજો રે લોલ;
સજની અન્તે એહીજ સાર કે,
અન્યને વારજો રે લોલ. ૮
સજની કેમ કરી ભૂલાય કે,
પૂજ્ય મહંતને રે લોલ;

સજની આપો દિલમાં સ્થાન કે,
ગુરૂ ગુણુવંતને રે લોલ. ૯
સજની સૂરિવર છે સૌભાગ્ય કે,
ગુણુ સૌરભ વહે રે લોલ;
સજની વિવેક કહે નિરધાર કે,
સેવક સુખ લહે રે લોલ. ૧૦

---

## ગહુંલી અથવા ગરબો.

બેની નગરી અપાયા ઉદ્યાન એ દેશી

સયર ગુરૂજી આવ્યા આજ કે,
વંદન સહુ કરે રે લોલ;
સૈયર વંદન છે સુખકાર કે,
પાપો સવિ હરે રે લોલ. ૧
સૈયર ગુરૂની શોભા સારી કે,
દેખી દિલ હસે રે લોલ;
સૈયર માનસરોવર માંય કે,
હંસ સદા વસે રે લોલ. ૨

સૈયર ચિત્ત ચકવાનું નિત કે,
દિનકરમાં રહે રે લોલ;
સૈયર મુજ મન સુખ અનુપ કે,
ગુરૂજીમાં લહે રે લોલ. ૩
સૈયર કોયલનો જ્યું પ્રેમ કે,
આંબે બહુ ભમે રે લોલ;
સૈયર મારા મનને જાણુ કે,
ગુરૂજી અતિ ગમે રે લોલ. ૪
સૈયર વાણીનો જ્યું સ્વાદ કે,
સાકર શેલડી રે લોલ;
સૈયર વાંચ્છીત પૂરણુ કાજ કે,
કલ્પ વેલડી રે લોલ. ૫
સૈયર ચોલ મજીઠ સમાન કે,
વૈરાગ્યે ભર્યા રે લોલ;
સૈયર ગુણુ ગણે ભરપૂર કે,
ભવ સિન્ધુ તર્યા રે લોલ. ૬

સૈયર ધરી હૃદય નિજ પ્રેમ કે,
ગુરૂ સેવા કરો રે લોલ;
સૈયર ભવ કોટીના પાપ કે,
વંદન કરી હરો રે લોલ. ૭
સૈયર સુંદર સૂરિ સૌભાગ્ય કે,
જગમાં નવિ મલે રે લોલ;
સૈયર સેવ કરો એક ચિત્ત કે,
વિવેક દુઃખ હરે રે લોલ. ૮

---

## ગહુંલી. (ગરબો)

ઝીણાં મોર ટહુ કે છે લીલી નાગેરમાં. એ રાગ.

ગુરૂ ગુણ ગાવોને સાહેલી સંગમાં,
સાહેલી સંગમાં પૂરણ રંગમાં;
ગુરૂ ગુણ ગાવોને સાહેલી સંગમાં. ૧
કુમતિ કુટીલ કુનારી ને ત્યાગી,
ધર્યો પ્રેમ સુમતિ સ્રીના સંગમાં;
ગુરૂ ગુણ ગાવોને સાહેલી સંગમાં. ૨

માનુષી મહિલાનો મોહ ત્યજીને,
મન મોહ્યું શિવરામા સુરંગમાં;
ગુરૂ ગુણ ગાવોને સાહેલી સંગમાં. ૩
માત પિતા અરૂ નારી ને છોડી,
ધરે સંયમશું પ્રેમ ઉમંગમાં;
ગુરૂ ગુણ ગાવોને સાહેલી સંગમાં ૪
દેશ વિદેશમાં ગુરૂ વિચરતા,
ભવિ સ્નાન કરે દર્શન ગંગમાં;
ગુરૂ ગુણ ગાવોને સાહેલી સંગમાં. ૫
આજે અમારા ગામમાં પધાર્યા,
માનું હું પુન્યનો પ્રાગ્ભાર જંગમાં;
ગુરૂ ગુણ ગાવોને સાહેલી સંગમાં. ૬
ગુણ સદન છે ગુરૂ અમારા,
ધરે ધર્મનું ધ્યાન નિઃસંગમાં;
ગુરૂ ગુણ ગાવોને સાહેલી સંગમાં ૭
ઉપદેશ દેઇ કેઈ જીવોને તારે,

દીસે છે વાણી રૂડી હૃદયંગમાં;
ગુરૂ ગુણ ગાવોને સાહેલી સંગમાં. ૮
સૂરિ સૌભાગ્ય ગુરૂજીને વંદો,
કહે વિવેક ભક્તિ અભંગમાં;
ગુરૂ ગુણ ગાવોને સાહેલી સંગમાં. ૯

---

## ગહુંલી. (ગરબો)

મારો ચાંદલીયો ઉગ્યોને હરણા આથમારે, એ રાગ
હાંરે હું તો હમેશાં જોઇ રહી રહીતી રાહરે
વહાલા ગુરૂજી આવીયા રે;
જોઇ જોઇને ઘેલું થયું મન મહારૂં રે.
નાચે જાણે થનનનથ—નરે. વહાલા.
સખી ગુરૂના વિયોગે ચેન પડે નહીં રે,
ખાવું ભાવે નહિને દિલડું દુભાયરે. વહાલા
મારા જ્ઞાની ગુરૂ આવ્યા આજે ગામમાંરે
જેના દર્શનથી આનંદ વરતાયરે. વહાલા.

ત્યજી સંસારનો મોહ ચાલી નિકળ્યારે,
કરવા કર્મ મહલની સાથે યુદ્ધરે. વહાલા. ૪
દીસે સુંદર રૂપાળી જેની દેહડીરે.
બેઉ કર જાણે માનું કોમળ કેળરે. વહાલા. ૫
મુખ ચંદ્રમાની પેરે તેજે દીપતુંરે,
દંત તતિ જાણે દાડિમ સમાનરે. વહાલા. ૬
હું તો વખાણું કરૂં શા ગુરૂ દેવનારે,
અંગ પંચને નમાવી લાગું પાયરે. વહાલા. ૭
દયાવંત દિનકર સમ પોતે શોભતારે.
વળી શિતળ જાણે સોમ સમાનરે. વહાલા. ૮
તીરથ જંગમ કહ્યા ગુરૂને વળીરે,
વિચરી જગમાંહી કરે ઉપકારરે. વહાલા. ૯
કહે વિવેક વિજય ભવો ભવમાંરે,
મળજો ગુરૂનો સદા સહકારરે. વહાલા. ૧૦

---

# ગહુંલી.

શ્રી સ્થુલિભદ્ર મુનિગણુમાં શીરદાર જો. એ રાગ.

શ્રી નવપદનો મહિમા સહુ શિરદાર જો,
વર્ણન જેનું આગમ માંહી અપાર જો;
જ્ઞાનીયોએ દર્શાવ્યું વિસ્તારથી જો. ૧
ધરીયે તેહનુ ધ્યાન વિધિ અનુસારે જો.
નિશ્ચયથી ભવ સિન્ધુના કિનારે જો.
પહોંચાડે નિર્વિઘ્ને ક્ષેમ કુશળ થકી જો. ૨
વિપદા નાસે સંપદ આવે ઘેર જો,
જેહના ધ્યાને પામે લીલા લહેર જો;
પૂર્વે જયું શ્રીપાલને મયણા પામીયાજો ૩
શ્રી મુનિચંદ્ર શ્રોતાને ઉપદેશે જો,
યથાવિધિ આરાધે તે સુખ લેશે જો;
વિણુ શંકાએ રાખી આદર ભાવને જો. ૪
કાસ શ્વાસ કોઢાદિ રોગો નાસે જો,

સિદ્ધચક્રનું સ્મરણુ કરે ઉલ્લાસે જો;
જાતરૂપ સમ કાયા થાયે નિર્મલી જો. ૫

ક્રોધાદિક સહુ આરંભનો કરી ત્યાગ જો.
શ્રીપાલ ચરિત્ર સુણીયે ધરીનિત રાગ જો
મન વચ કાયા સંવર માંહે રાખીનેજો. ૬

ધ્યાન ધરી નવપદનું ઉત્તમ તરીયા જો,
વર્તમાનમાં પણુ શિવ લક્ષ્મિ વરીયા જો;
આગે પણુ કેઇ જીવો મહોદય પામશે જો. ૭

વંદયા પુત્રવતિ નિર્ધન ધનવાન જો,
આરાધન પ્રભાવે ભુવિયશવાન જો;
સ્વર્ગાદિકના સુખોં પામે ખચીતથી જો. ૮

સકલ સુખનું સાધન નવપદ ધ્યાન જો,
ધરો હ્રદયમાં રાખીને બહુમાન જો;
વિવેક વેગે તે સુખને અનુભવે જો. ૯



# ગહુંલી. પજુસણની ગહુંલી.

મારે સોના સરીખો સુરજ ઊગીયો,

એની પુન્ય ઉદય અમ જાગીયા,
કરશું ધર્મ કરૂણી ધરી પ્રેમ;
રૂડા પર્વ પ્રજુસણ આવીયા. ૧

હાંરે જઇશું જીન મંદિર ઉપાશ્રયે,
ધરશું વિધ વિધ જાતિના ચીર;
રૂડા પર્વ પજુસણ આવીયા. ૨

હાંરે દેઇ ધ્યાન વ્યાખ્યાન સાંભળશું,
જેથી થાય કર્તવ્યનું ભાન;
રૂડા પર્વ પજુસણા આવીયા. ૩

હાંરે વડા કલ્પનો છઠ્ઠ કરી વળી,
કલ્પસૂત્ર પધરાવીયે ઘેર,
રૂડા પર્વ પજુસણ આવીયા. ૪

હાંરે અમે પાળી અમારિ પળાવીશું;

દિલમાં ધરશું દયાભાવ
રૂડા પર્વ પજુસણ આવીયા. ૫
હાંરે વરઘોડો કાઢી લાવી કરી,
વહોરાવી ગુરૂ સુંણુશું પ્રિત;
રૂડા પર્વ પજુસણ આવીયા. ૬
હાંરે વીર જન્મોચ્છવ સુદ્દી એકમે,
ઘેર ઘેર કરીશું કંસાર;
રૂડા પર્વ પજુસણ આવીયા. ૭
હાંરે કરી અઠ્ઠમનો તપ ભાવશું,
નાગકેતુની પેરે એક ચિત્ત.
રૂડા પર્વ પજુસણ આવીયા. ૮
હાંરે અંતે બારસાસૂત્ર સુણી કરી,
ચૈત્ય પરિપાટી સંઘ સાથ;
રૂડા પર્વ પજુસણ આવીયા. ૯
હાંરે સંઘ સકળને ખમાવીશું,
નવિ રાખીયે વૈર વિરોધ;

રૂડા પર્વ પજુસણુ આવીયા. ૧૦
હાંરે પડિક્કમણું પૂરૂ કરી પ્રિતથી,
આણી ભાવ આરાધક શુદ્ધ;
રૂડા પર્વ પજુસણુ આવીયા. ૧૧
હાંરે કરી આરાધના એવી રીતે,
વિવેક થાયે ભવ પાર;
રૂડા પર્વ પજુસણુ આવીયા. ૧૨

---

## ગહુંલી.

(ભારતકા ડંકા આલમ મેં)

જગમેં પર ઉપકારી મુનિવર,
ઉપકાર કરણકું જન્મ લીયા;
દરીશન જ્ઞાન ચારિત્ર દીયા,
ભવિયોકા કષ્ટકુ દૂર કીયા. જગમાં. ૧
દેશ વિદેશ મુનિવર વિચરે,
નિજ ચરણોસેં ભૂ પૂનિત કરે;

દેઇ દર્શ જનોના દુઃખ હરે,
ઐસા જગમેં મુનિરાજ ખરે. જગમાં. ૨
ઉપદેશસેં જગકો બતલાયા,
સંસાર અસાર મુનિવરને;
વિષ મિથ્યાત્વ અનાદિ વમાવી,
સમ્યક્ત્વ પિલાયા મુનિવરને. જગમાં. ૩
માત પિતાદિક સ્નેહી જનો સહુ,
કોઇ કીસીકા નહિ અન્તે;
મહોપકારી ગુરૂ વિણુ વિશ્વે,
કહ્યું શાસ્ત્રમાં મહાસન્તે. જગમાં. ૪
ક્ષુતૂ તૃષાદિ પરિષહ સેના,
વશ કરી દેહ દમન કીયા;
સ્પર્શાદિક ઇન્દ્રીય ગણોને,
જોર શોર કરી વશ લીયા. જગમાં. ૫
ગુરૂવર દર્શન પુન્ય ઉદયસેં,
પુન્યશાલી નર પાતા હૈ;

તસ પદ પંકજ સેવ કરકે,
 સફલ જન્મ કર જાતા હૈ. જગમાં. ૬
સૌભાગ્યસૂરિ ગુણુમેં અભિરામ,
 વચનાતીત મહીમા જીસકો;
વિવેક કરે તન મનથી સેવા,
 હોય સુયશ જગમાં તિસકો. જગમાં. ૭

---

## ગહુંલી.

( એ રાગ–તમો જોજોના વાયદા વીતાવજો. )

બેની વહેલા ઉપાશ્રયે આવજો,
 તમે શ્રાવિકા ધર્મ દીપાવજો રે. બેની. અંચલી
ગુરૂને વંદન પાપ નિકંદન,
 કરી કર્મોને ખપાવજો રે. બેની. ૧
વ્યાખ્યાન સુણી હર્ષ ધરીને,
 નિયમ યથા શક્તિ ધારજો રે. બેની. ૨

દેવ અરિહંત ગુરૂ નિગ્રંન્થ,
અન્યને શિશ ન નમાવજોરે. બેની. ૩
સુંદર સ્વરૂપ સુધર્મનું સાંભળી,
ધર્મ બીજો ન આરાધજોરે. બેની. ૪
મિથ્યાત્વને તમો વિષ સમ વામી,
સમકીત ધર્મ શોભાવજોરે. બેની. ૫
પ્રભા ગુરૂની છે બહુ ભારી,
નિરખીને નયનો હસાવજોરે. બેની. ૬
ગુરૂની સાથે પ્રીત કરીને,
અક્ષય સુખને જગાવજોરે. બેની. ૭
અક્ષત ભાવે ભાવ ધરીને,
વિવેક હૃદયમાં રાખજોરે. બેની. ૮

---

## ગહુંલી.

રાગ–ધનાશ્રી.

પ્રેમે પ્રણુમુ પાય તમારા,
પ્રેમે પ્રણુમું પાય;

નયર મહેસાણા જન્મજ લીધો,
શુભ યોગે ગુરૂરાય. તમારા. ૧
પિતા ગુલાબી ગુલાબચંદ,
પાનકુંવર જસ માય; તમારા. ૨
માત પિતાદિ નામને સ્થાપે.
છબીલદાસ સુહાય. તમારા.૩
સંવત્ ૧૯૪૩ વર્ષે,
કારતિક વદ ૬ હોય; તમારા. ૪
દીક્ષા લીધી પૂરણ પ્રેમે,
રાજનગર સુખ થાય. તમારા. ૫
કનક વિજયજી નામને ધારી,
કંચન કાંતિ ધરાય; તમારા. ૬
સંસ્કૃતે સારા નિષ્ણાત ન્યાયે,
સાહિત્યે સાક્ષર થાય. તમારા. ૭
દેશ વિદેશ વિચરતા ગુરૂ,
ઉપકાર કર્યો જગમાંય; તમારા. ૮

સરલ સ્વભાવિ પુન્ય પ્રતાપિ,
કીર્તિ જગમાં ગવાય. તમારા. ૯
સંવત ૧૯૯૧ વર્ષે,
સ્વર્ગગમન કરાય; તમારા. ૧૦
વિવેક વિજય કહે હતભાગી હું,
દર્શન અન્તે ન થાય. તમારા. ૧૧

---

## ગહુંલી.

( મહાવીર તમારી મનહર મુરતિ દેખી મન લલચાય )
એ–રાગ.

ગુરૂરાજ તમારી અજબ ખુબી છે,
દેખી દિલ ખુશ થાય. એ–આંકણી.
ગુરૂ જ્ઞાન ગુણે ભરપૂરા,
વળી કર્મ ભણી છે શૂરા;
નહિ એકે વાતે અધુરારે,
તમે પૂજો પ્રેમ ધરાય. ગુરૂરાજ. ૧

ગુરૂ સમ્યગ દર્શન ધારી,
છે જ્ઞાન ચરણ મનોહારી;
આપે છે સુખ અપારીરે,
સહુ પ્રેમે પ્રણમો પાય. ગુરૂરાજ. ૨
ગુરૂ સૂર સમ જ્ઞાન પ્રકાશી,
અજ્ઞાન તિમિરના નિકાસી;
છે ભવ્ય કમલના વિકાશીરે,
ગુરૂ પૂજો દુઃખ સવિ જાય. ગુરૂરાજ. ૩
ગુરૂ સોમ જયું શીતલ સારા,
ભવિ ચકોરકું મન પ્યારા;
આપે છે સુખ ઉદારારે,
આરાધો મન વચ કાય. ગુરૂરાજ. ૪
છે સમતા રસના દરીયા,
વળી જ્ઞાન કોષથી ભરીયા;
સંસાર સિન્ધુથી તરીયારે,
ગુણગાવો ચિત્તમાં લાય. ગુરૂરાજ. ૫

ગુરૂ સમ જગમાં નહિ કોઇ,
 જરા ખ્યાલ કરો સહુ જોઇ;
અન્તે શરણુ તે હોઇરે,
 જે પુન્ય ઉદયે પમાય. ગુરૂરાજ. ૬
સૌભાગ્ય સૂરિ છે સારા,
 રહો વિવેક દિલમેં પ્યારા;
અવિચલ સુખના દેનારારે,
 તુમ દેખી મન હરખાય. ગુરૂરાજ. ૭

---

## ગહુંલી.

રાગ ભારતકા ડંકા આલમમેં

વિજયા નંદ સૂરિ (આત્મારામજી) ની ગહુંલી.

ગુણુ ગણુમાં ભરપૂર ભરા હૈ,
 પૂજ્ય શ્રી વિજયાનંદ સૂરિ;
અવગુણુકો નહિ અંશ જરા હૈ,
 પુન્યશાળી ગચ્છના ધૂરિ. ગુણુ. ૧

પંજાબ દેશમાં લહેરા ગામે,
 અઢારસેં ત્રાણુંમાં જન્મ લીયો;
ચૈતર સુદી એકમ અભિરામે,
 પુન્ય દિવસ યે યાદ દીયો. ગુણ. ૨
સંવત્ ઓગણી દશમાં લીધી,
 ઢુંઢક દીક્ષા શીખ ધરી;
જીવનમલ્લને જિંદગી દીધી,
 ગુરૂ સેવામાં રીત ખરી. ગુણ. ૩
ઢુંઢક સૂત્ર સિદ્ધાન્તને ધારી,
 વસ્તુ અસત્યનું ભાન થયું;
મહા મિથ્યા શ્રદ્ધાને નિવારી,
 ચિરકાળ તણું અજ્ઞાન ગયું. ગુણ. ૪
સંવંત્ ઓગણી એકત્રીશ વર્ષે,
 બુદ્ધિવિજયજી ગુરૂ ધારી;
 દીક્ષા ભાગવતિ અતિ હર્ષે,
 લેઇ થયા તે ભવ પારી. ગુણ. ૫

શુદ્ધ શ્રદ્ધાને હૃદયે સ્થાપિ,
 આતમરામ મહારાજ;
અનુક્રમે ષડ્ દર્શન વ્યાપિ,
 સિદ્ધ થયા સઘળા કાજ. ગુણુ. ૬
ઓગણીસો તેતાલીસ સારી,
 પાલીતાણા નયરની માંય;
સૂરિ પદવી તે પામે ભારી,
 સકલ ચતુર્વિધ સંઘની માંય. ગુણુ. ૭
દયાનંદ હુકમ મુનિ સહુ,
 પરાસ્ત કીયા ક્ષણમેં જીસને;
યુરોપ સુધી જસ કીર્તિ બહુ,
 વંદન ત્રિકરણ યોગે તિસને. ગુણુ. ૮
ઓગણીસેં બાવનમાં અન્તે,
 ગુજરાંવાલામાં કાળ કીયા;
સમાધિસ્થ સ્વર્ગીય સન્તે,
 શ્રી સંઘકુ દુઃખમાં ડાલ દીયા. ગુણુ. ૯

વિજય પતાકા ફરકે જગમાં,
પૂજ્ય શ્રી ગુરૂની સેવ કરે;
આણા પ્રેમ ધરે રગે રગમાં,
માનું હું જન્મ સફળ ખરે. ગુણ. ૧૦
સૌભાગ્ય સૂરિ સદ્ભાગી છે,
તે નર દર્શનકુ પાતા હૈ;
વિવેક વિજય નિર્ભાગી છે,
જે જન્મ અફળ કર જાતા હૈ. ગુણ. ૧૧

---

## ગુરૂજી પધારે ત્યારે ગાવાની ગહુલી.

(વાડીના ભમરા દ્રાક્ષ મિઠી રે ચાંપાનેરની એ દેશી)

જીરે સખી કહે નિજ સાહેલી.
,, સાંભળ કહું એક વાત રે. પધાર્યા આજે
શિષ્યની સાથે ઉપાધ્યાયજી,
જીરે થયો આનંદ સહુ સંઘમાં;
,, પ્રગટયું મંગળ પ્રભાત રે. પધાર્યા. ૧

,, વિવેક વિજયજી નામ છે,
,, જેહનું ગુણ અભિરામ રે. પધાર્યા ૦
,, સંયમ લેઇ લઘુ વયમાં.
,. મેળવતા ગુણગ્રામરે. પધાર્યા. ૨

,, દુર્દમ્ય ઇન્દ્રીય સમુહને,
,, વશવર્તિ વેગે કરનાર રે. પધાર્યા ૦
,, ક્ષુધા પિપાસાદિ પરિષહ,
,, સમતા ભાવે સહનાર રે. પધાર્યા. ૩

,, ત્યજી કંચન અને કામિની,
,, ક્ષમાદિ યતિ ધર્મધાર રે. પધાર્યા. ૦
,, અષ્ટ પ્રવચન માતને
,, પાળે સદાયે સુખકાર રે. પધાર્યા. ૪
,, પંચ સમિતિ ગુપ્તી ત્રયને,
,, ધરી કર્મોની કરે જીત રે. પધાર્યા. ૦
,, પંચ મહાવ્રત પાળતા,
,, અહીન મને રૂડી રીત રે. પધાર્યા ૫

,, સૂત્ર સિદ્ધાન્ત અવલોકીને,
,, ટુંક સમયમાં સુસાર રે. પધાર્યા. ૦
,, પ્રવચન મનોહર આપતા,
,, ભવિ મન હર્ષ અપાર રે. પધાર્યા. ૬
,; વાણી જ્યું સાકર શેલડી,
,, મીઠી છે અતિહી રસાળ રે. પધાર્યા ૦
,, ગુણ ઘણા છે ગુરૂ દેવના,
,, કરૂ વખાણ શા દયાળ રે. પધાર્યા ૭
,, પુન્ય ઉદય થયો આપણો,
,, મળીયા જ્ઞાની ગુરૂરાજ રે. પધાર્યા ૦
,, વંદન કરી હરી પાપને,
,, સાધીશું સકળ સુકાજ રે. પધાર્યા ૮
,, સાહેલી મળી સહુ સાથમાં,
,, સુંદર સજી શણગાર રે. પધાર્યા ૦
,, વિનય કહે શુદ્ધ પ્રેમથી,
,, કરે વંદન ભવ પાર રે. પધાર્યા ૯

---

# ગહુંલી.

પીતળ લોટા જળે ભર્યાં રે. એ–રાગ.

ગુણ ઘણા ગુરૂ તણારે,
વર્ણન કર્યાં ન જાયરે.
સાહેલી એહવા ગુરૂને સદા નમોરે એ. આંકણી.
ગુરૂ સમ જગ કો નહિરે,
કરણ ઉપકાર શીલરે. સાહેલી.
બદલો કેમે વળે નહિરે,
કરો અનેક ઉપાયરે. સાહેલી. ૧
માત પિતા બંધુ બેનડીરે,
નારી કુટુંબ પરીવારરે. સાહેલી. ૦
અન્તે શરણ ગુરૂરાજનુંરે,
અવર ન જગમાં જાણુરે. સાહેલી. ૨
ભવ સિન્ધુમાં મજ્જતાંરે,
ગુરૂ અપૂર્વ જહાજરે. સાહેલી. ૦

સંયમ દાન દેઈ કરીરે,
ઉતારે ભવ પારરે. સાહેલી. ૩
સ્વપર શાસ્ત્ર કુશલ બન્યારે,
ખામી નહિ લવ લેશરે. સાહેલી. ૦
નિત નિત ઉપદેશ આપતારે,
ભવ્ય ઉઠાવે લાભરે. સાહેલી. ૪
તરણ તારણ ગુરૂ કહ્યારે,
કાષ્ટની નાવ સમાનરે. સાહેલી. ૦
સૌભાગ્યસૂરિ સદા રહોરે,
વિવેક મન મંદિરરે. સાહેલી. ૫

---

## ગહુંલી

— સિદ્ધાચલના વાસી —

વિવેક વિજય ઉવઝાય તમને નિત્ય નમન્.
ગામ નાયકા જન્મજ થાવે,

જનની મનમાં હર્ષજ પાવે;
દેશ કાઠીયાવાડ. તમને. ૧

બાળ પણાને ત્યાગ કરીને,
માત પિતાની શીખ ધરીને;
યૌવન વય જબ થાય. તમને. ૨

માત પિતા જબ સ્વર્ગ સીધાવે,
પુત્ર તણા દિલમેં દુઃખ થાવે;
દીસે અસાર સંસાર. તમને. ૩

પૂર્વ ભવના પુન્ય ઉદયથી,
માત પિતાનું નિમીત્ત મળ્યાથી;
વૈરાગ્ય રંગ ઉભરાય. તમને. ૪

સંવંત ઓગણી બ્યાસી વર્ષે,
દીક્ષા પાટણમાં અતિ હર્ષે;
વૈશાખ પૂર્ણિમા દિન. તમને ૫

વ્યાકરણ કોષ અને વળી કાવ્ય,

પ્રકરણ કર્મ ગ્રન્થોને વિભાવ્ય;
સાહિત્ય વિષય નિષ્ણાત. તમને. ૬
ટુંક સમયમાં સાક્ષર થઈને,
ઉપદેશ અનેક જીવોને દઈ ને;
સફળ કર્યો અવતાર. તમને ૭
એહવા ગુરૂનું શરણ સ્વીકારી,
હું પણ થાઉં ભવ જલ પારી;
વિનય વિજય તસ શિષ્ય, તમને. ૮

---

## ગહુંલી.

(રઘુપતિ રાજા હૃદયમાં રહેજો રે. એ–આંકણી.)

(શાણી બેનને શિખામણ)
આવો સખી આજ કહું એક વાતરે,
એ વાત છે સાચી સુજાત. આવો.
જિન મંદિર જઈયે નિતરે,

વળી ઉપાશ્રયે પણ પ્રિતરે;
જૈન કુળની એવી છે રીત. આવો. ૧
ગુરૂ વંદન ભાવે કરીયે રે,
સુણી વાણીને અનુસરીયેરે;
તો ભવ સમુદ્રથી તરીયે. આવો. ૨
સખી મૃષા વચન ન ઉચરીયેરે,
કોઇ જીવ ન હુણીયે જરીયેરે.
સમ્યકૂત્વને હૃદયે ધરીયે. આવો ૩
અદત્ત વસ્તુ નવિ લીજેરે,
પર નરનો સંગ ન કીજેરે;
જેથી જગ જશને પામીજે. આવો ૪
ગુરૂજનના સામા જઈયેરે,
આદર બહુ માનને દઇયેરે;
તસ હિત શીખામણ લઇયે. આવો ૫
વિકથા ચારને નિવારીરે,
કથા કરીયે ધર્મની સારીરે;

સાર લહીયે અંદરથી ધારી. આવો ૬

ધરીયે ગુણ અદ્ભૂત સારારે,
તજીયે અવગુણ નઠારારે;
વચનોયે છે હિતકારા. આવો ૭

સખી ધરીયે જિણુંદનું ધ્યાનરે,
નવ કરીયે જરી અભિમાનરે;
કરે સાક્ષર પણ ગુન ગાન. આવો. ૮

કરી શાણી સુશિલાનો સંગરે,
ચઢીયે ગુણ શ્રેણીયે રંગરે;
સખી મેળવીએ સુખ ચંગ. આવો. ૯

એ ઉપદેશ હૃદયમાં ધરજોરે,
નિજ અવગુણને પરિહરજોરે;
કહે વિવેક સુખે સંચરજો. આવો. ૧૦

---

# ગરબો.

પૂનમચંદની ખીલી અહીં રે. એ—રાગ.

નિકળ્યો વરઘોડો સુંદર શ્રી વીરનો દીપતોરે.
તેની શોભા દીસે અજબ અનોખી અપાર.
નીકળ્યો.

સુંદર રત્નોયે જડયો,
રથ શોભા નહિ પાર;
રૂપાળી રચના દિસે,
નયનો ને સુખકાર.

ફરતી પુતલીયો લઇ ચામર હાથે વિંઝતીરે,
પંખો ઢાળે કેઇ પગ ઝાંઝર ઝમકાર.
નિકળ્યો. ૧

તેની અંદર દિપતા,
બેઠા છે મહાવીર;
નિશાકર ને દિનકર,
સમ તેજે યે ધીર.

રથ ચાલે છે ધીરો પણ મહી કંપાવતોરે,
તેની ઘુઘરીયો કોઇ અજબ કરે રણકાર.
નીકળ્યો. ૨

આગે ઇન્દ્ર ધ્વજા વળી,
ગગને મળવા જાય;
ઊંચી શોભે રંગીલી,
નિરખી આનંદ થાય.

નાની નાજુકડી ધ્વજાઓ પણ કંપી રહીરે,
જગને સૂચવતિ અહીં આવો વારંવાર.
નીકળ્યો. ૩

તેજ અપૂરવ જેહનું,
ભામંડલે સમાય;
વંદન હોજો વીરને,
દેવન્દ્રો ગુણ ગાય.

કોટિ દેવો સેવા કરતા જેની જઘન્યથીરે,
ઇન્દ્રો પણ ચાહે શ્રી વીરની સેવા સાર.
નીકળ્યો. ૪

પુન્ય ઉદય થયો હવે,
મળીયા શ્રી જિનરાજ;
સખીયો ચાલોને સહુ,
વરઘોડામાં આજ.

કરી સ્નાન વિલેપન વસ્ત્રાભૂષણ પહેરતીરે,
કરતી મશ્કરીયો મન ગમતી હર્ષને ધાર.
નીકળ્યો. ૫

રાગ દ્વેષ રહીત જે,
દેવ બન્યા વીતરાગ;
એવા દેવ સદા મળો,
કરીયે અન્યનો ત્યાગ.

મળજો એવા અમને દેવ હૃદયથી ઈચ્છીયેરે,
વિવેક તરીયે જેથી હેલાયે ભવપાર.
નીકળ્યો. ૬



## ગહુંલી.

રાગ. વીરકુંવરની વાતડી કોને કહીએ.

વિવેક વિજય ઉવઝ્ઝાયને ભવિ વંદો,
 હાંરે જેથી કર્મ કુટિલ નિકંદો;
હાંરે તેથી શર્મ અતુલ અમંદો,
 હાંરે ગતિ શુભ પમાય. વિવેક. ૧
માતા જડીબાઈ પિતા હરજીવનદાસ,
 હાંરે પુત્ર રત્ન જન્મે તાસ;
હાંરે શુભ નામ વાડીલાલ જાસ,
 હાંરે નાયકા સુગામ. વિવેક. ૨
માતપિતા સુરલોકમાં જબ જાવે,
 હાંરે વાડીલાલના દિલદુઃખ થાવે;
હાંરે સ્વજનો મળીને સમજાવે,
 હાંરે ધરી પૂરણ પ્રીત. વિવેક. ૩
પ્રાન્તે પાટણ પ્રવૃજયા પારમેશ્વરી,
 હાંરે સ્વીકારી થયા સુખકારી;

હાંરે શાલ ૧૯૮૨ સારી,
 હાંરે શુભ વૈશાખ માસ. વિવેક. ૪
સંસ્કૃત કાવ્ય કોષ પ્રકરણુ કેરો,
 હાંરે કર્યો અભ્યાસ અતિ પૂરો;
હાંરે. મનમાં ઉલ્લાસ ઘણેરો,
 હાંરે થયા પ્રખર વિદ્વાન. વિવેક. ૫
ઉપદેશથી કેઇ ભવ્ય જીવોને તારે,
 હાંરે દુર્ગતિ જતાને ઉગારે;
હાંરે વલી દુઃખી થતાં જે ભારે,
 હાંરે આપે સંયમ દાન. વિવેક. ૬
મરૂભુમિ સોરાષ્ટને ગુજરાત,
 હાંરે વિહાર કરી થયા ખ્યાત;
હાંરે ઉપકાર વિધ વિધ જાત,
 હાંરે કરતા બહુવાર. વિવેક. ૭
વંદન એહવા ગુરૂને કરો ભાવે,
 હાંરે જેથી આનંદ બહુ થાવે;

હાંરે શિષ્ય વિનય વિજય ગુણગાવે,
હાંરે ધરી હૃદયે ઉમંગ. વિવેક. ૮

---

## ગહુંલી.

મથુરામાં ખેલ ખેલી આવ્યા...

ગુરૂજીનું નામ વ્હાલું લાગે,
હો બેની ગુરૂ ગુણ પૂરા;
યૌવન વયમાં વૈરાગ્ય પામી,
દીક્ષા લીધી ભોગ વામી. હો બેની. ૧
ગ્રામાનુગ્રામ વિહાર કરીને,
કષ્ટો વિવિધ સહીને. હો બેની. ૨
પાવન કીધુ ગામ અમારૂ,
લાગે સહુને બહુ પ્યારૂ. હો બેની. ૩
ઉપદેશ રૂપી મેઘ વરસાવે,
ભવ્ય મયુર ટહુકાવે. હો બેની. ૪

ગુરૂની વાણી સાકર જયું સારી,
પાન કરે નર નારી. હો બેની. ૫
ક્ષમાદિ દશવિધ ગુણના ધામી,
શિવ રમણીના કામી. હો બેની. ૬
એવા ગુરૂનું શરણુ સ્વીકારો,
જેથી થશે ભવ પારો. હો બેની. ૭
ગુરૂનું ધ્યાન ધરો નિરંતર,
સુખ આપે એ અનંતર. હો બેની. ૮
સૌભાગ્યસૂરિ છે સુખકારા,
વિવેક ગુણ મનોહારા. હો બેની. ૯

---

## ગહુંલી. વિહારની. ગહુંલી.

અરણીક મુનિવર ચાલ્યા ગૌચરી. એ—રાગ.

ગુરૂજી અમારા વિહાર કરો નહિ,
રહો અમ ગામની માંયજી;

તુમ વિયોગ દુઃખ આપે ઘણું,
 ચિત્ત ઠરે નહિ કયાંયજી. ગુરૂજી. ૧
નિત નિત ઊઠી ઉપાશ્રયે આવતા,
 સુણુતા મધુરી વાણીજી;
હવે તુમ વિના કોણુ સુણુાવશે,
 ખ્યાલ કરો એમ જાણીજી. ગુરૂજી. ૨
દરિશન કરતાં આપ તણું અમે,
 વળી દેતાં નિત દાનજી;
જન્મ થયો સફલો જાણી કરી,
 ધરતા મન અભિમાનજી. ગુરૂજી. ૩
વિરહ તણી વેદના અતી આકરી,
 શું ઘણું કહીયે દીનજી;
ઉદક વિયોગે વેદના વેદતી,
 જાણુાને જેમ મીનજી. ગુરૂજી. ૪
સંઘ સકળ મળી વિનતી કરે ઘણી,
 આણી દયા દીલ લાવોજી;

સ્થિરતા રાખી માન એકાદશી,
 વિહાર કરી પછી જાવોજી. ગુરૂજી. ૫
જ્ઞાની ગુરૂનું દર્શન દોહીલું,
 સેવા પુન્યે પમાયજી;
પાઠક વિવેક વિજય કહે સાચું,
 શરણ સદા સુખદાયજી. ગુરૂજી. ૬

---

## ગહુંલી વિહારની.

...સમ દમ ગુણના આ ગરૂજી...એ. રાગ.

સમતા રસના સાગરૂ રે,
ધીરજ જયું મેરૂ સમાન.
શાન્ત દાન્તને ગુપ્તેન્દ્રીય;
જગમાં દીસે અસમાન;
 હો વ્હાલા ગુરૂજી વિહાર ન કરશો આજ, ૧
વાત સુણી વિહાર તણીને,
દિલમાં થાયે છે આઘાત;

કેમ કરૂને ક્યાં જઉ આજે;
કોને કહુ દુખની આ વાત;
હો વ્હાલા ગુરૂજી વિહાર ન કરશો આજ. ૨
કૃપા કરી ગુરૂજી માહરા,
વિહારની વાત કરો બંધ;
અમપર મહેર કરીને સ્વામી,
આપો ઉપદેશ સુગંધ;
હો વ્હાલા ગુરૂજી વિહાર ન કરશો આજ. ૩
શિયાળે ઠંડી બહુ લાગે,
કેમે કરી ચલાયુ ન જાય;
પગ ન દેવાએ ભુમી પર,
અતિશય દુઃખજ થાય;
હો વ્હાલા ગુરૂજી વિહાર ન કરશો આજ. ૪
જળ વિનાની માછલી જયું,
દુખ લહે અપરંપાર;
છે દશા એવી અમારી.

કહું હું શું વારંવાર;
  હો વ્હાલા ગુરૂજી વિહાર ન કરશો આજ. ૫
પતિના વિયોગે સતિ,
દિવસો ગુજારે છે જેમ;
ગુરૂના વિયોગે અમને,
પણ સહુ જાણો તેમ;
  હો વ્હાલા ગુરૂજી વિહાર ન કરશો આજ. ૬
વિહારના ચિન્હો દેખી,
હૃદય થાયે ખંડો ખંડ;
ખાવુ ન ભાવે આજે મુજને;
હોય ભલે બાસુદી શીખંડ,
  હો વ્હાલા ગુરૂજી વિહાર ન કરશો આજ. ૭
સુઝે નહિ ઘરનો ધંધોને,
મનમાં અશાન્તિ અપાર;
સ્થિરતા કરી ગુરૂજી અહીયાં.
દરીશન જલદો આવાર,
  હો વ્હાલા ગુરૂજી વિહાર ન કરશો આજ. ૮

સૂરિશ્વર શ્રી સૌભાગ્ય,
કદીયે ન હોજો વિયોગ;
વિવેક કહે છે દિલથી,
રહેજો ગુરૂનો સંયોગ,
હો વ્હાલા ગુરૂજી વિહાર ન કરશો આજ. ૯

---

## મુનિ વિહારની ગહુંલી.

હું તો આવું કેમ એકલી. એ. રાગ.

ગુરૂ કરે વિહાર રે ન ભાવે આહાર રે,
ગુરૂ વિના કેમ હું રહુ;
મને ઘેર નથી ગમતું રે મન મારૂ ભમતું રે.
ગુરૂ વિના;
સંઘ વિનતિ કરે રે, ગુરૂ ધ્યાન ન ધરે રે.
ગુરૂ વિના.
અમે અહીંથી ન જાસુ રે, નિરાશ થાશું રે;
ગુરૂ વિના.

વેલા વેલા ઉઠીને આવતા,
ગુરૂ દેખી હૃદયમાં ભાવતા;
દેખી વિહાર મન થાએ લાચાર. (૨)
જાણે થાઉં હું લારરે, એકજ સારરે;
ગુરૂ વિના. ૧

ગુરૂ વાણી અમૃત સમ સારી,
પાન કરતાં હમેશ નર નારી;
હવે વાણી રસાળ કોણ પાવે પ્રેમાળ. (૨)
ગુરૂ અતિ દયાળ રે, કરો સંભાળ રે.
ગુરૂ વિના. ૨

સંસાર અસાર દીયો ત્યાગી.
મોહ માયા છોડી થયા વૈરાગી;
સહુ બંધન છોડી, કર્મોને તોડી. (૨)
ગુરૂ થયા તૈયાર રે, કરવા ઉપકાર રે.
ગુરૂ વિના. ૩

નિત ગૌચરી વહેલા પધારતા,

દેખી દિલમાં હર્ષ વધારતા;
કરશું હવે કેમ, જાણો સહુ તેમ. (૨)
દાન ન દેવાય રે, કેમ તરાય રે;
ગુરૂ વિના. ૪

ગુરૂ વિના દરીશન કોણ દેશે,
સંભાળ અમારી કોણ લેશે;
હવે થાશે બે હાલ અમો થયા કંગાલ. (૨).
જરા કરો વિચાર રે, ગુણના ભંડારે;
ગુરૂ વિના. ૫

ગુણી જનનો વિયોગ બહુ સાલે,
ખાધુ પિધુ અંદરથી બાલે;
કહે વિવેક ભારે અશ્રુની ધારે. (૨)
દુઃખો થવાય રે, કેમ ભૂલાય રે;
ગુરૂ વિના. ૬

---

# ગહુંલી વિહારની.

સ્વામી શાતામાં રહેજો, એ. રાગ.

કરતા ગુરૂજી આજ વિહાર,
નિરખી મનડું થાયે લાચાર;
ભાવે નહિ આહાર રે....
ગુરૂ શાતામાં રહેજો,
ફરી દર્શન અમ દેજો રે....
ગુરૂ શાતામાં રહેજો. ૧

ઉપકારી ગુરૂ સમ નહિ કોઇ,
જગમાંહી સાચા હીતસ્વી હોઇ;
વિચારીને બહુ જોઇ રે....
ગુરૂ શાતામાં રહેજો. ૨

ઉપદેશથી કેઇ જીવોને તારી,
દુર્ગતિમાં પડતાને નિવારી;
જ્ઞાન ગુણે ઉગારી રે....
ગુરૂ શાતામાં રહેજો. ૩

પંચ મહાવ્રતને ગુરૂ ધરતા,
આશ્રિતને સ્વ સમાન કરતા;
જગ પર અર્થે ફરતારે...
ગુરૂ શાતામાં રહેજો. ૪
ગુણે મહા ગુરૂ પૂરણ દયાની,
દક્ષ પ્રતિજ્ઞા પાલન અભિમાની;
તમ છો વિચક્ષણ જ્ઞાની રે....
ગુરૂ શાતામાં રહેજો. ૫
ચોમાસું રહી ગુરૂજી સિધાવે,
દુઃખ ચતુર્વિધ સંઘમાં થાવે.
ફરી હવે કયારે આવે રે...
ગુરૂ શાતામાં રહેજો. ૬
સ્નેહ ગુરૂ તણો ન વિસરાયે,
જઇએ ભૂલી પણ તો ન ભૂલાયે;
અળગો ન થાયે જરાયેરે....
ગુરૂ શાતામાં રહેજો. ૭

વાત સુણી વિહારની આજ,
મૂકી દીધુ સઘળું કામકાજ;
મન માંહી બસ માહારાજ રે....
ગુરૂ શાતામાં રહેજો. ૮

તુમ વિયોગે ચેન ન પડતું,
નિશદીન મન મારૂ રડવડતું;
ગુરૂ વિના કાંઈ ન જડતું રે....
ગુરૂ શાતામાં રહેજો. ૯

વિનતી અમારી આપ સ્વીકારો,
લાવી દયા દિલમાં અવધારો;
દેજો દરીશન સારો રે....
ગુરૂ શાતામાં રહેજો. ૧૦

વ્હાલા ગુરૂની જાઉ બલીહારી,
તુમ વિણુ થાયે નહિ ભવ પારી;
વિવેક કહે હીતકારી રે....
ગુરૂ શાતામાં રહેજો. ૧૧

---

# શ્રી મહાવીર સ્વામીનું પારણું.

માતા ત્રિશલા ઝૂલાવે પુત્ર પારણે

ત્રિશલા દેવિ હરખે હીંચોળે શ્રી વીરને.
ગાવે રૂડાને રૂપાળાં સુંદર ગીત,
કહેતી પારણીયામાં પોઢો વીરકુમારને;
તમને હીંચોળુ હું હેતે રૂડી રીત.
ત્રિશલા ૧

મારા પૂરવ કેરા પુન્યો આજે જાગીયા,
જેથી ત્રણ ભુવનનો માલીક મારો નંદ,
મારા હૈયા માંહે આનંદ ઉભરાય છે;
વ્હાલા ચોવિશમા જિન આપછો સુખના કંદ.
ત્રિશલા. ૨

નંદન પુન્યની પ્રકૃત્તિ કોઇ અજબ છે,
નામ તીર્થંકર પણાની સહુ શિરદાર;
કરે સેવા તારી સુરનર કોટિ સંઘથી,
ધરી દિલડામાંહે આમોદ અપાર.
ત્રિશલા. ૩

તારૂ રૂપ અનુપમ જગમાં અપ્રતિમ છે,
દીસે કાંતિ મનોજ્ઞ સૌંદર્ય નહિ પાર;
હાલો હાલો હાલો હાલો મહાવીરને,
જેની સ્પર્ધાયે પણ કુસુમાયુધ લાચાર
ત્રિશલા. ૪

જે જન્મ સમયથી ચાર અતિશય ધારતા,
શ્વાસો શ્વાસ સુગંધી પ્રસ્વેદ નહિ લેશ;
ચર્મ ચક્ષુષ્માન નદેખે આહાર નિહારને,
રૂધીર દુધના સરખુ દીસે છે પરમેશ.
ત્રિશલા. ૫

મતિ શ્રુતને અવધિ જ્ઞાને કરી દીપતા,
ગુણ અનંતા તારા મહીમા વચનાતીત;
એવા પુત્ર રતનથી કહેવાણી જગ માત હું,
ઉછળે અંતરમાંહી કલ્લોલો અમીત.
ત્રિશલા. ૬

ગુણને અનુસરતુ નામ મહાવીર મોટકું,

દેવે દીધુ દેખી વીર્યને અનંત;
લઘુ વયમાં જેણે મેરૂને કંપાવીયો,
વામ પદાંગુષ્ટેન વર્ધમાન ભગવંત.
ત્રિશલા. ૭
મારા મનરૂપ સોધે સુરતરૂ હવે ઉગીયો,
અણુ મૂલ રતન ચિંતામણી કરમાં આજ;
ઠકુરાઈ ત્રિવિષ્ટપ કેરી મુજને સાંપડી,
મારી કુંખે જાયા વીર કુંવર મહારાજ.
ત્રિશલા. ૮
મારો બાલુડો વીર મોટો થાશે અનુક્રમે,
નાજુક નારી સારી પરણાવીશ ધરી પ્યાર;
પછી મારા મનમાં સુખ અનુપમ જામશે,
નિરખી પુત્ર વધુના મુખડાને મનોહાર.
ત્રિશલા. ૯
વ્હાલા નંદન તુજને દેખી મન ઘેલુ બને,
ચક્ષુ દર્શન સુધા પાન કરે ભરપૂર;
તોયે તૃપ્તી ન પામે હૈયું મારૂં હેતથી,

તારા આસ્ય કમળમાં અજબ ભર્યું છે નૂર.
ત્રિશલા. ૧૦

એવી વાણી મીઠી ત્રિશલા મુખથી બોલતી,
વિવિધ આનંદ કરતી વીરને લેતી હાથ;
મુખે ચુંબન કરતી રાજકુંવરને વ્હાલથી,
દાબતી અતીવ પુત્રને વક્ષની સાથ.
ત્રિશલા. ૧૧

જન્મ સફલ થયો છે માતા મનથી માનતી,
હું વીર પ્રસૂઃ કહેવાણી દર્પને ધાર;
મારા જેવી મહીલા કોઈ નહી ઈલાતલે,
ગાતી હાલરડુ ઝુલાવે વીરકુમાર—
ત્રિશલા. ૧૨

એવું હાલરડુ જે ગાવે સુણે ભાવથી,
તે પામે સુખ નાનાવિધ આ સંસાર;
વિપદા દૂરે નાસે સંપદ્ આવે સમિપમાં,
કહે વિવેક સર્વત્ર જય જયકાર—
ત્રિશલા. ૧૩



